

# મૌલાના અબુલ કલામ

# આઝાદ

મહાદેવ દેસાઈ • ચંદ્રશંકર શુક્લ

# મૌલાના
# અબુલ કલામ આઝાદ

[ સ્વ. મહાદેવ દેસાઈના અંગ્રેજી પુસ્તક ' Maulana Abul Kalam Azad 'નો અધિકૃત અનુવાદ ]



અનુવાદક

ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ



ગાંધીજીના ઉપોદ્‌ઘાત સાથે

વોરા ઍન્ડ કંપની પબ્લિશર્સ લિમિટેડ
૩, રાઉંડ બિલ્ડિંગ, મુંબઈ ૨

## શ્રી. ચંદ્રશંકર શુક્લનાં ઈતર પુસ્તકો

સીતાહરણ (છઠ્ઠી આવૃત્તિ)
પિરામીડની છાયામાં
મૂગો સેવક

: સંપાદન :
ગાંધીજીના સમાગમમાં

: અનુવાદો :

ચીનનો અવાજ—લોવેઝ ડિકિન્સન (બીજી આવૃત્તિ)
ધર્મસંસ્થાપન—ગાંધીજી
રચનાત્મક કાર્યક્રમ—ગાંધીજી
રચનાત્મક કાર્યક્રમ—રાજેન્દ્રપ્રસાદ
હિંદુ જીવનદર્શન—રાધાકૃષ્ણન
મહાત્મા ગાંધી—રાધાકૃષ્ણન
અહિંસાની તાલીમ—ગ્રેગ
ગાંધીજીને જગવંદના—રાધાકૃષ્ણન (બીજી આવૃત્તિ)
ધર્મોનું મિલન—રાધાકૃષ્ણન
ગાંધીજીના જીવનપ્રસંગ—મીલી પોલાક (બીજી આવૃત્તિ)
પુણ્યશ્લોક ગાંધીજી (લેખસંગ્રહ)
ગાંધીજી સાથે અઠવાડિયું—લુઈ ફીશર
હિંદુ ધર્મ—રાધાકૃષ્ણન
વેદની વિચારધારા—રાધાકૃષ્ણન
ચૂપ નહીં રહેવાય—ટૉલસ્ટૉય
ગાંધીવાદી આર્થિક યોજના—અગ્રવાલ
યુવાનોની સંસ્કારસાધના—રાધાકૃષ્ણન
બે નવલકથા—ટૉલસ્ટૉય
કોની બહેન ? અને બીજી વાતો—ટૉલસ્ટૉય
ગાંધીજીની યુરોપયાત્રા—મ્યુરીએલ લેસ્ટર
મહાભારત—રાધાકૃષ્ણન
ભારતનો વારસો—રાધાકૃષ્ણન
ભારતની એકતા—જવાહરલાલ નેહરુ

આવૃત્તિ પહેલી માર્ચ ૧૯૪૬

# પ્રસ્તાવના

મૌલાના અબુલ કલામ આઝાદના જીવન અને કાર્યની આ રૂપરેખા મહાદેવભાઈએ આજથી સાડાછ વરસ પર લખેલી. તેઓ જીવ્યા હોત તો અત્યાર સુધીમાં તેમને હાથે ગુજરાતીમાં લખાયેલું મૌલાના સાહેબનું મૌલિક જીવનચરિત્ર આપણને મળ્યું હોત. દુર્ભાગ્યે આજે તેમના અંગ્રેજી પુસ્તકના અનુવાદથી જ સન્તોષ માનવાનો રહે છે. એ અનુવાદ પણ વહેલો પ્રસિદ્ધ થઈ શક્ત, પણ અત્યારના વિષમ સંજોગોમાં તે પણ ધાર્યા કરતાં મોડો નીકળ્યો છે. છતાં છેવટે, મૌલાના સાહેબ હજુ રાષ્ટ્રપતિપદે છે તે સમય દરમ્યાન જ, તે પ્રસિદ્ધ થઈ શકે છે, એ અલ્પ અંશે પણ સન્તોષની વાત ગણાય.

આ પુસ્તકનો રસ તો વાચક જાતે જ અનુભવશે. આપણા દેશનેતાઓનાં જીવન વિષે આપણને ઘણી ઓછી માહિતી હોય છે. એ ખોટ પૂરે એવાં આ પ્રકારનાં જીવનચરિત્રોની આપણને ઘણી જરૂર છે. એ દિશામાં આ પુસ્તક કંઈક માર્ગદર્શક થઈ પડશે એવી આશા રાખી શકાય. જગતની, જુદા જુદા ક્ષેત્રોની, મહાન વ્યક્તિઓનાં જીવનચરિત્રો એ મહાદેવભાઈના અભ્યાસના અનેક વિષયોમાંનો એમનો એક પ્રિય વિષય હતો. ઈસુ ખ્રિસ્ત, ગ્લેડસ્ટન, લિંકન, ઝાંદાર્ક, સંત ફ્રાન્સીસ વગેરે કેટલીક વિશિષ્ટ વ્યક્તિઓનાં જીવનચરિત્રો પર ભાગ્યે જ એવાં જાણીતાં પુસ્તકો હશે જે એમણે નહીં વાંચ્યાં હોય. એ સર્વ વાચનના પરિપાકરૂપે ઘડાયેલી તેમની સૂક્ષ્મ દૃષ્ટિ ને સરળ મધુર શૈલીનો આસ્વાદ,

ગુજરાતીમાં તેમણે લખેલાં અનેક જીવનચરિત્રોની પેઠે, આમાં પણ જોવા મળે છે.

૧૯૪૦ના સપ્ટેંબર સુધીના બનાવોની નોંધ આ પુસ્તકમાં મળે છે. ત્યારપછીનાં વરસોની ઐતિહાસિક ઘટનાઓ આપણા સ્મરણમાં હજી તાજી છે. ૧૯૪૦ના સપ્ટેંબરમાં મહાસભાએ વાણીસ્વાતન્ત્ર્યને ખાતર જે વ્યક્તિગત સત્યાગ્રહ આદર્યો તેમાં મૌલાના સાહેબે વરસેકની જેલ ભોગવી. ૧૯૪૧ના ડિસેંબરમાં જપાન સામેની લડાઈ શરૂ થઈ. એ જ અરસામાં વાઇસરૉયે પોતાની કાઉન્સીલની નવેસર રચના કરી, ને એ નવી કાઉન્સીલે સર્વ રાજકીય કેદીઓને છોડચા. તે વેળા પણ મહાસભાની કાર્યવાહક સમિતિ પરદેશી આક્રમણ સામે દેશની રક્ષા કરવાના કામમાં ફાળો આપવા રાજી હતી, પણ સરકાર પક્ષની અક્કડાઈ ઓછી થઈ નહોતી. તે પછી, ૧૯૪૨ના માર્ચમાં સર સ્ટેફર્ડ ક્રિપ્સ બ્રિટિશ પ્રધાનમંડળની તરફથી એક યોજના લઈને આવ્યા. એ પ્રકરણને અંગે થયેલી વાટાઘાટોમાં મૌલાના સાહેબે રાષ્ટ્રપતિ તરીકે જે ભાગ ભજવેલો તે સુવિદિત છે. એ વાટાઘાટો નિષ્ફળ નીવડચા પછી દેશનું વાતાવરણ ગરમ થતું ગયું; અને પ્રજાની ખાતરી થઈ કે દેશમાં ત્રીજો પક્ષ જ્યાં સુધી કાયમ છે ત્યાં સુધી કોમ કોમ વચ્ચે સમાધાન થઈ શકવાનું જ નથી. ગાંધીજીએ બ્રિટિશ સત્તાની પાસે માગણી કરી કે તે સ્વેચ્છાએ આ દેશમાંથી ખસી જાય. જવાહરલાલજીએ કહ્યું કે જપાનની ચડાઈનો સામનો કરવા માટે પ્રજાને પોરસ ચડાવવાનો આ એક જ રસ્તો છે. મૌલાનાએ કહ્યું કે મહાસભા રાહ જુએ ને ચૂપચાપ બેસી જોયાં કરે એ વસ્તુ સાવ અશક્ય બની ગઈ છે. આ માગણીની પાછળ મુખ્ય ધારણા તો પરદેશી આક્રમણ સામે દેશની રક્ષા માટે પ્રજામાં નવું જોમ ઉત્પન્ન કરવાની જ હતી.

તે પછી આવી ઑગસ્ટ ૧૯૪૨ની મહાસમિતિની, મુંબઈમાં મળેલી, ઐતિહાસિક બેઠક. એમાં ૮મી ઑગસ્ટે પસાર થયેલા ઠરાવમાં કહ્યું છેઃ

"હિન્દ આધુનિક સામ્રાજ્યવાદની સુપ્રસિદ્ધ ભૂમિ હોઈ, આ સવાલમાં સૌથી અટપટો ભાગ એ જ થઈ પડયો છે; કેમકે હિન્દની આઝાદી વડે જ બ્રિટન તથા સંયુક્ત રાજ્યોની કસોટી થવાની છે, અને તેનાથી જ એશિયા ને આફ્રિકાની પ્રજાઓમાં આશા ને ઉત્સાહનો સંચાર થવાનો છે. આમ આ દેશમાં બ્રિટિશ અમલનો અન્ત આવે એ અતિ મહત્ત્વનો ને તાત્કાળિક પ્રશ્ન છે; અને તેના પર આ યુદ્ધના ભાવિનો તેમજ આઝાદી ને લોકશાસનની સફળતાનો આધાર રહેલો છે. આઝાદીની લડાઇમાં. તથા નાઝીઝમ, ફાસીઝમ ને સામ્રાજ્યવાદના હુમલા સામે, પોતાની સર્વ વિપુલ સાધનસામગ્રીનો ઉપયોગ કરીને આઝાદ હિંદ એ સફળતાને નિશ્ચિત બનાવશે. આથી યુદ્ધના ભાવિ પર સારી પેઠે અસર પડશે, એટલું જ નહીં પણ સર્વ પરાધીન ને પીડિત માનવજાતિ સંયુક્ત રાજ્યોના પક્ષમાં ભળશે; અને આ જે પ્રજાઓનું હિન્દ મિત્રને સાથી બનશે તેમને જગતનું નૈતિક ને આધ્યાત્મિક નેતૃત્વ પ્રાપ્ત થશે. બંધનમાં પડેલું હિન્દ બ્રિટિશ સામ્રાજ્યવાદના પ્રતીકરૂપે બંધનમાં પડેલું હિન્દ બ્રિટિશ સામ્રાજ્યવાદના પ્રતીકરૂપે ચાલુ રહેશે; અને એ સામ્રાજ્યવાદનું કલંક સર્વ સંયુક્ત રાજ્યોના ભાવિ પર અસર પાડશે. તેથી આજના સંકટમાં હિન્દ આઝાદ બને ને બ્રિટનની શિરજોરીનો અન્ત આવે એ જરૂરનું છે. ભવિષ્યમાં ફળે એવાં વચનો કે બાંહેધરીઓથી આજની પરિસ્થિતિ પર અસર પડે નહીં કે પેલા સંકટનું નિવારણ થાય નહીં. આનાથી આમજનતાના માનસ પર જરૂરી અસર પડવા પામે નહીં. હવે તો આઝાદીની રોશની જ કરોડો માણસોની એ શક્તિને તથા તેમના ઉત્સાહને છૂટાં મૂકી શકે; ને તેમ થાય તો જ લડાઈનું સ્વરૂપ તત્કાળ બદલાવા પામે."

દેશની રક્ષામાં પૂરો ફાળો આપવાની મહાસભાની ઇન્તેજારી દરેક વક્તાના ભાષણમાં દેખાઈ આવતી હતી. હિન્દને આઝાદી મળે ને પછી કદાચ તે લડાઈમાં સાથ ન આપે, એ શંકાનું નિવારણ કરવા મૌલાના સાહેબે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું: "એક તરફ હિન્દની આઝાદીની જાહેરાત, ને બીજી તરફ હિન્દનો તમારી જોડે મિત્રતાનો કરાર, બંને તૈયાર રાખો; જે પળે હિન્દની આઝાદી જાહેર થાય તે પળે જ તમારી સાથેની મિત્રતાના કરાર ઉપર પણ સહીઓ થાય."

પણ સરકારની ધારણા જુદી હતી, એટલે આ વચનો ઉચ્ચારાયાં તે રાતે જ નેતાઓની ધરપકડ થઈ. તે પછીના બનાવોની વીગતોમાં અહીં ઊતરવાની જરૂર નથી. આજે ફરી પાછો દેશના ઇતિહાસમાં એક મહત્ત્વનો પ્રસંગ ઉપસ્થિત થયો છે. મૌલાના સાહેબના શબ્દોમાં કહીએ તો, "હિન્દુસ્તાન સ્વરાજના પ્રસવકાળની વેદના અનુભવી રહ્યું છે." એવે વખતે આ પુસ્તક રસપૂર્વક વંચાશે એવી આશા છે.

વડોદરા, ૧૧-૩-૪૬ ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ

# અનુક્રમણિકા

પૃષ્ઠ




પ્રકાશક :
એમ. કે. વોરા
વોરા એન્ડ કંપની
પબ્લિશર્સ લિમિટેડ
રાઉંડ બીલ્ડિંગ, મુંબઈ ૨.

મુદ્રક :
ચતુરભાઈ શનાભાઈ પટેલ
શ્રી મહેન્દ્ર મુદ્રણાલય,
મામાની હવેલી, શાકબજાર
અમદાવાદ.

# ઉપોદ્ઘાત

મૌલાના અબુલ કલામ આઝાદની સાથે રાષ્ટ્રકાર્યમાં ૧૯૨૦થી કામ કરવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું છે. ઇસ્લામને લગતા જ્ઞાનમાં એમને કોઈ આંટી શકે એમ નથી. તેઓ અરબીના પ્રખર વિદ્વાન છે. ઈસ્લામ વિષેની એમની શ્રદ્ધા જેવી અડગ છે તેવી જ અડગ એમની રાષ્ટ્રીય ભાવના પણ છે. તેઓ આજે હિંદી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ છે એ હકીકતમાં જે ઊંડો અર્થ રહેલો છે, તે હિંદી રાજકારણના કોઈ પણ અભ્યાસીની નજર બહાર રહેવો ઘટતો નથી.

સેવાગ્રામ, વર્ધા
૧૮મી મે, ૧૯૪૦

**મોહનદાસ કરમચંદ ગાંધી**

# આમુખ

આ પુસ્તક આજે ઇંગ્લંડમાં બહોળા પ્રમાણમાં વંચાવું ઘટે છે. જગતમાં હિંદનું જે મહત્ત્વ છે તેના પ્રમાણમાં આપણને એ દેશ વિષે ઘણું જ ઓછું જાણવા સાંભળવાનું મળે છે. વળી જ્યારે જ્યારે હિંદનો સવાલ અહીંની પ્રજાના ધ્યાન પર લાવવામાં આવે છે ત્યારે ત્યારે આપણી સમક્ષ એવો ચિતાર ખડો કરવામાં આવે છે કે નવ કરોડ મુસલમાનો અને વીસ કરોડ ઉપરાંત હિંદુઓ વચ્ચે ભીષણ કલહ ચાલી રહેલો છે, ને તેનો નિવેડો કદી આવી શકે એમ છે જ નહીં. એ ચિતાર કેટલો ખોટો છે તે આ પુસ્તક વાંચનાર જોઈ શકશે. શ્રી. મહાદેવ દેસાઈએ હિંદુ મુસલમાન વચ્ચેના સંઘર્ષનું રૂપ છે તેના કરતાં હળવું કે ઓછું તીવ્ર ચીતરી બતાવ્યું છે એવું નથી. તેમણે તો બતાવ્યું છે કે હિંદી રાષ્ટ્રીય મહાસભાના અત્યારના પ્રમુખ મૌલાના અબુલ કલામ આઝાદ, જેઓ ધર્મનિષ્ઠ ને શ્રદ્ધાળુ મુસલમાન છે, તેમણે તથા તેમના ઘણા મુસલમાન તેમજ હિંદુ સાથીઓએ એ કલહની આગ શમાવવાને વરસો થયાં કેવી જહેમત ઉઠાવી છે, ને હજુ પણ ઉઠાવી રહ્યા છે. વળી લેખકે એ પણ બતાવ્યું છે કે દરેક વાતમાં બહુમતીના વિચાર પ્રમાણે જ કામ લેવાય એવી માગણી મહાસભાએ પોતે કરી જ નથી (કરી છે એમ વિલાયતમાં ઘણા લોકો માનતા લાગે છે, પણ એ ખોટું છે); પણ આઝાદ હિંદના લોકશાસનવાળા રાજ્યતન્ત્રની અંદર નાની કોમોને પૂરેપૂરું રક્ષણ મળી રહે તે માટે અમુક સલામતીઓ રખાવી જોઈએ, એવી દરખાસ્ત મહાસભા હંમેશાં ફરીફરીને કરતી આવી છે, ને એ વાત પર આજ લગી મક્કમ રહી છે. બ્રિટનના અગ્રેસર મુત્સદ્દીઓ ને રાજધુરીણો ફરીફરી આ કોમી સવાલને આગળ ધરે,

ને એ બાબતમાં મહાસભાનું જે વલણ છે તેને અવળા રૂપમાં અહીંની પ્રજા આગળ રજૂ કરવાનું ચાલુ રાખે, ત્યાં સુધી હિંદીઓ તો એમજ માને કે બ્રિટન હિંદમાં, જાણીબૂજીને કે અજાણતાં, કોમ કોમ વચ્ચે ફૂટ પડાવીને અને તે ભેદનીતિ ચાલુ રાખીને જ કામ લેવા માગે છે. હિંદીઓની મરજી હોય કે ન હોય તોપણ તેમનાં મનમાં આવી ગાંઠ બંધાયા વિના ન રહે, તેનું કારણ પણ આ પુસ્તક વાંચનારને દીવા જેવું સમજાશે.

આ આમુખ લખાય છે તે ઘડીએ આપણી સરકાર ધસડાતી ધસડાતી હિંદનાં રાષ્ટ્રીય દળોની સામે ખુલ્લી લડાઇમાં ઊતરી છે; અને હિંદની કૂખ દીપાવનારાં તેનાં ઘણાં સંતાનો — પુત્રો તેમજ પુત્રીઓ — કારાગૃહમાં પુરાયાં છે. આપણે આશા રાખીએ કે થોડા જ વખતમાં સમજૂતી ને સમાધાનનો કંઇક રસ્તો નીકળશે. એ સમાધાનની દિશામાં પહેલું પગલું તો એ છે કે બ્રિટિશ સરકારના માનસમાં પરિવર્તન થવું જોઈએ. તેણે એમ સમજવું જોઈએ કે હિંદની નાની કોમોના હકની રક્ષા બ્રિટિશ સત્તાની દરમ્યાનગીરીથી થવાની નથી. વળી ગાંધી, નેહરુ ને અબુલ કલામ આઝાદ જેવા પુરુષોની આગેવાની નીચે જે બહુમતીવાળો પક્ષ કામ કરી રહ્યો છે તે પક્ષમાં કેટલાક ઓછા જવાબદાર માણસો છે તેમની ધાંધલ તરફ આપણે ધ્યાન ન આપવું જોઈએ, ને એટલો વિશ્વાસ રાખવો જોઈએ કે એ પક્ષે આ બાબતોમાં જે વચનો આપ્યાં છે તેનું અચૂક પાલન તે કર્યા વિના નહીં જ રહે.

ઇંગ્લંડમાં આ સવાલને અંગે લોકોનાં મનમાં અનેક ખોટા ખ્યાલો ઘર કરીને બેઠા છે. અંગ્રેજ વાચકો જો આ પુસ્તક કાળજીપૂર્વક વાંચશે તો તેમાંના ઘણા ખ્યાલો દૂર થયા વિના નહીં રહે. આપણે જો હિંદ પ્રત્યે ન્યાયથી વર્તીશું, તો સંભવ છે કે એકલા યુરોપમાં જ નહીં પણ આખી દુનિયામાં ન્યાયનો પક્ષ વધારે સબળ બનશે.

ડિસેંબર ૧૯૪૦ હોરેસ ઍલેક્ઝાંડર

# ૧

## પ્રાસ્તાવિક

૧૯૪૦ના માર્ચ મહિનામાં રામગઢની મહાસભાના પ્રમુખપદ માટે ચૂંટણી થઈ તેમાં મૌલાના અબુલ કલામ આઝાદને ૧,૮૫૪, ને તેમના હરીફને ફક્ત ૧૮૩, મત મળ્યા; ને મૌલાના સાહેબ રાષ્ટ્રપતિ થયા. એ પ્રસંગે હિંદનાં છાપાંએ કશું આશ્ચર્ય બતાવ્યું નહોતું, કે કશા તર્કવિતર્કો કર્યાં નહોતા. એ છાપાંને તો ખબર હતી કે એ ચૂંટણીનું પરિણામ આથી બીજું આવવાનું જ નહોતું. પણ વિલાયતનાં છાપાંએ તો એને અંગે જાતજાતની કલ્પનાઓ કરી, ને તરેહતરેહની અટકળો બાંધી. એક છાપાએ કહ્યું કે આ ચૂંટણી પાછળ એમ બતાવવાનો ઇરાદો છે કે મહાસભા મુસલમાનોની ભેરુ છે, ને મુસલમાનો મહાસભાને પડખે ઊભેલા છે. બીજા એકે કહ્યું કે જે મુસલમાનોનાં મન મુસ્લીમ લીગ તરફ ઝૂકેલાં છે, છતાં જેમને હજુ મહાસભા તરફ વાળી શકાય એમ છે, તેમને ફોસલાવવા માટે આ યુક્તિ કરવામાં આવી છે. પણ એ બધી વાતો સાવ પાયા વિનાની હતી. હિંદુ મુસલમાન વચ્ચેનો વિખવાદ જેટલો ભીષણ આજે છે તેટલો અગાઉ કદી નહોતો, એમ કહેવામાં આવે છે. તે ગમે તેમ હો, પણ આ ચૂંટણીને એ સવાલ સાથે કશો સંબન્ધ નહોતો એ તો દેખીતું છે. એ પદને માટે ૧૯૩૮માં પણ મૌલાના સાહેબનું નામ ચારેકોર બોલાતું હતું; અને તેમણે છેક છેલ્લી ઘડીએ પોતાનું નામ ખેંચી ન લીધું હોત, તો ૧૯૩૯ની ત્રિપુરી મહાસભાને પ્રમુખપદે તેઓ, સર્વાનુમતે નહીં તો ઘણી જ મોટી બહુમતીથી, ચૂંટાઈ આવ્યા હોત.

મહાસભાના પ્રમુખપદ માટે એક મુસલમાનનું ચૂંટાવું એ

મહાસભાના ઇતિહાસમાં જરાયે નવી વાત નથી. ગાંધીજીએ મહાસભામાં પ્રવેશ કર્યો તે પહેલાંના દિવસોમાં મહાસભામાં મુસલમાન પ્રમુખો થઈ ગયેલા, એટલું જ નહીં પણ ખ્રિસ્તી અને પારસી પ્રમુખો પણ થઈ ગયેલા. ગાંધીયુગમાં, એટલે કે ૧૯૨૦ પછીનાં વરસમાં પણ, ચાર મુસલમાન પ્રમુખો થઈ ગયા છે. એમાંના એક તો મૌલાના સાહેબ પોતે જ હતા. ૧૯૨૩માં ધારાસભાપ્રવેશ વિષે નિર્ણય કરવા મહાસભાની જે ખાસ બેઠક દિલ્લીમાં ભરાઈ તેના પ્રમુખપદે તેમને ચૂંટવામાં આવેલા; ને ત્યારે તો તેમની ઉંમર પણ માત્ર પાંત્રીસ જ વરસની હતી. એટલે ૧૯૪૦માં રાષ્ટ્રપતિપદ માટે તેમની જે ચૂંટણી થઈ એનો જો કંઈ અર્થ હોય તો તે એટલો જ કે મહાસભાના મનમાં કોમી ભેદભાવ વિષે પહેલાં કદી હશે તેના કરતાંયે આજે વધારે સખત અણગમો છે, અને જે કોઈ હિંદીએ દેશની સેવા અને સ્વાર્પણ વડે પ્રજાના પ્રથમ સેવક થવાની પાત્રતા મેળવી હોય તેના હાથમાં દેશનું સુકાન સોંપવા મહાસભા તૈયાર છે.

પશ્ચિમના લોકોને મૌલાના સાહેબનો પરિચય ભલે ન હોય, પણ હિંદુસ્તાનને તો તેના રાષ્ટ્રપતિનો પરિચય સારી પેઠે છે જ. છેક ૧૯૨૩માં તેઓ રાષ્ટ્રપતિ થવાની પાત્રતા મેળવી ચૂક્યા હતા, ને મહાસભાએ તેમને એ આસને બેસાડીને સત્કાર્યા હતા. બળવાખોર તરીકે તો તેમણે ગાંધીજીથી પણ વહેલી નામના મેળવી હતી. ૧૯૧૬માં પહેલું વિશ્વયુદ્ધ ચાલતું હતું ત્યારે ગાંધીજી અંગ્રેજી રાજ્ય સાથે સહકાર કરવાનો વિચાર ધરાવતા હતા, અને એ અમલ પ્રત્યે વફાદારી જાહેર કરી લોકોને તેમ કરવાનો ઉપદેશ આપતા હતા. પણ મૌલાના સાહેબે તો ત્યારે પણ બળવો પોકારેલો, ને હિંદની સરકારે તેમને નજરકેદમાં રાખેલા. આજે મહાસભા બ્રિટનને કહે છે કે 'તમે તમારો સામ્રાજ્યવાદ ફગાવી ન દો, ને હિંદની સ્વતન્ત્રતાનો સ્વીકાર ન કરો, તો અમે તમને આજની લડાઈમાં મદદ

નહીં આપીએ.' ગયા વિશ્વયુદ્ધમાં જે પ્રસિદ્ધ મુસલમાન નેતાએ બ્રિટિશ સરકાર સામે ઝુંબેશ ચલાવેલી તેઓ જ આજે પણ મહાસભાના સુકાની છે, એ હકીકતમાં ભારે અર્થ રહેલો છે. એ જૂના જમાનામાં તેઓ 'અલ–હિલાલ' નામનું ઉર્દૂ છાપું ચલાવતા. એ છાપું શરૂ થયું તે પછીનાં બેત્રણ વરસમાં જ તેણે બ્રિટિશ રાજનીતિની નિર્ભયપણે ટીકા કરીને એવી નામના મેળવી ને લોકો પર તેનો એવો પ્રભાવ પડવા લાગ્યો, કે સરકારને તેની સામે સખ્તીનાં પગલાં લેવાં પડચાં. તેણે 'અલ–હિલાલ'ની જામીનગીરી જપ્ત કરી, નવી જામીનગીરી માગી, ને તેના તન્ત્રીને નજરકેદમાં પૂરી દીધા.

પણ એ નજરકેદથી એમના વિચારોમાં ફરક પડવા પામ્યો નહીં. હિંદમાંના બ્રિટિશ અમલ સામેનો તેમનો વિરોધ ઊલટો વધારે તીવ્ર થયો. ૧૯૨૦માં તેમને કારાવાસમાંથી છોડવામાં આવ્યા. છૂટીને તેમણે જોયું કે તેમના દેશભાઈઓમાંથી ઘણા મોટા ભાગની આંખો ઊઘડી હતી, તેમનો ભ્રમ ભાંગ્યો હતો, ને તેઓ સરકાર સાથે અસહકાર કરવાનો વિચાર કરી રહ્યા હતા. મૌલાના સાહેબે જે સ્વપ્નું લાંબા વખતથી સેવેલું તે ફળીભૂત થવા માટે સંજોગો અનુકૂળ થયેલા તેમણે જોયા. દસ વરસ પર તેમનો અવાજ અરણ્યરુદન જેવો હતો. તે વેળા તેમણે પોતાના સહધર્મીઓને કહેલું કે 'તમે જે રસ્તે ચાલી રહ્યા છો ત્યાંથી પાછા વળો. હિંદુઓ જે દેશની પ્રજા છે તે જ માતૃભૂમિનાં સંતાન આપણે પણ છીએ; અને બંને કોમે સાથે ડૂબવું કે તરવું રહ્યું છે; એ સમજો.' હવે જેલમાંથી છૂટીને તેમણે જોયું કે સંજોગવશાત્ બંને કોમોએ સાથે કામ કરતાં કરતાં તરવા મરવાનો, સાથે રહીને કષ્ટો સહન કરવાનો, ને તેનાં જે કંઈ સુફળ આવે તે સાથે મળીને ભોગવવાનો, નિશ્ચય કર્યો હતો. એ જોઈને એમને આશ્ચર્ય થયું તેની સાથે આનન્દ પણ થયો. તે વખતથી તેમણે પોતાના હિંદુ, પારસી, શીખ તથા ખ્રિસ્તી દેશભાઈઓ સાથે સ્વરાજ માટેની હિલચાલમાં ઝુકાવ્યું છે; એ સહુનાં સુખદુઃખના

ભાગીદાર બન્યા છે; અને સ્વરાજ માટેની લડતમાં અનેક ભરતીઓટ આવી, ને કેટલીકવાર અતિશય બેહૂદા ને આપણને લજવે એવા બનાવો બન્યા, છતાં તેમનાં વિચાર, વાણી ને વર્તનમાં તસુ જેટલો પણ ફરક પડવા પામ્યો નથી. ૧૯૪૦ના માર્ચમાં રામગઢની મહા સભાને પ્રમુખપદેથી તેમણે જે ચિરસ્મરણીય ભાષણ આપ્યું તેમાં તેમણે પોતાના સહધર્મીઓને ઉદ્દેશીને કહેલુંઃ

"આ સવાલ વિષે મેં તેમને ઉદ્દેશીને ૧૯૧૨માં જે વિચારો જણાવેલા તે જ વિચારો મારા મનમાં આજે પણ કાયમ છે. ત્યારપછી જે અગણિત બનાવો બની ગયા તે બધા ઉપર મેં સારી પેઠે ચિન્તન કર્યું છે; એ ઘટનાઓ મારી આંખોએ નિહાળી છે, મારા ચિત્તે એના પર મનન કર્યું છે. એ બનાવો મને કોરે રાખીને પસાર થઈ ગયા છે એવું નથી. હું એ બનાવોની વચ્ચોવચ હતો; મેં એમાં ભાગ લીધો છે; ને મેં એકેએક સંજોગને કાળજીપૂર્વક તપાસ્યો છે. મેં જે કંઇ મારી જાતે જોયું ને નિહાળ્યું છે તેને હું બેવફા નીવડી શકું નહીં. જે વિચારો મારા મનમાં ઠસી ગયા છે તેને હું ફેંકી દઇ શકું નહીં. મારા અંતરમાંથી જે અવાજ ઊઠતો હોય તેને હું ગુંગળાવી શકું નહીં. આટલાં વરસથી જે વાત હું કહેતો આવ્યો છું તે આજે ફરીવાર કહું છું. હિંદના નવ કરોડ મુસલમાનોને જે રસ્તો લેવાની સલાહ મેં ૧૯૧૨માં આપેલી તેથી જુદો રસ્તો લેવો તેમને માટે લાજમ નથી; તેમાં તેમની શોભા નથી, ને તેમનું હિત પણ નથી."

દેશમાં કોમી કલહની આગ અનેક જગાએ ફાટી નીકળી છે; અનેક બેહૂદા બનાવો બન્યા છે; અગાઉ જે મિત્રો ને સાથીઓ આપણી સાથે કામ કરતા હતા તેઓ જઈને સામા પક્ષમાં ભળ્યા છે; જેમ વરસો વીત્યાં તેમ બે કોમ વચ્ચે વૈમનસ્ય વધ્યું છે. છતાં મૌલાના સાહેબ ખડક જેવા અડગ ને અવિચળ ઊભેલા છે; અને આખું મુસ્લીમ જગત તેમને તજી દે ને તેમના પર ગાળો વરસાવે તો એકલા પણ ઊભા રહેવાનો તેમનો નિર્ધાર છે. હિંદુ મુસલમાને આ દેશમાં સંપીને રહેવું જોઈએ, અને બંને કોમનાં

ભાગ્ય એકબીજા સાથે જોડાયેલાં છે, એ વિષેની એમની શ્રદ્ધા પહેલાં કદી હશે એના કરતાં આજે વધારે સતેજ છે. એને લીધે જ તેમણે હિંદના વિશાળ જનસમૂહનો પ્રેમ સંપાદન કર્યો છે; ને એને લીધે જ તેમના દેશભાઈઓએ ઘણી મોટી બહુમતીથી તેમને ચૂંટી આજને વિષમ પ્રસંગે મહાસભાનું સુકાન તેમના હાથમાં સોંપ્યું છે. આવા એકનિષ્ઠ દેશસેવક અને નેતાના જીવનની આછી રૂપરેખા આ પુસ્તકમાં આપવાનો મારો વિચાર છે.

પશ્ચિમના વાચકોને મૌલાના સાહેબનો જરાયે પરિચય નથી; એટલે તેમને માટે તો આ પુસ્તકની ઉપયોગિતા દેખીતી છે. પશ્ચિમના વિદ્વાનોએ સર સૈયદ અહમદખાનના જીવન અને કાર્યનો અભ્યાસ સારી પેઠે કર્યો છે. મુસલમાનોમાં પશ્ચિમની વિદ્યાનો પ્રકાશ ફેલાવવાની પહેલ તેમણે કરેલી. તેમના પ્રભાવશાળી વ્યક્તિ-ત્વની અને પ્રચંડ કાર્યશક્તિની મુસ્લીમ હિંદ પર કદી ન ભૂંસાય એવી છાપ પડેલી છે, એટલા એક જ કારણસર તેમના જીવન અને કાર્ય તરફ પશ્ચિમના વિદ્વાનોનું ધ્યાન ખેંચાય ને તેને વિષે પશ્ચિમના વાચકો આગળ ઠીકઠીક માહિતી રજૂ કરવાનું તેમને મન થાય, એ સ્વાભાવિક હતું. પણ તે ઉપરાંત એક બીજું ને વધારે સબળ કારણ પણ હતું. તેમણે મુસલમાન કોમનું માનસ બદલાવ્યું ખરું, પણ સાથેસાથે અંગ્રેજોને એમ પણ દેખાઈ આવ્યું કે હિંદમાં બ્રિટિશ અમલના તેઓ એક મોટા ખેરખાં અને આધારસ્તંભ હતા. એટલે, પશ્ચિમના વિદ્વાનોએ પશ્ચિમના લોકો આગળ સર સૈયદ અહમદ-ખાનના ચરિત્રની વીગતો રજૂ કરી ને તેમનાં ગુણગાન કર્યાં એમાં તો તેમણે, ખરું જોતાં, હિંદના મુસલમાનો પ્રત્યેનું ઋણ ચૂકવ્યું એમ જ કહી શકાય. એથી ઊલટું, મૌલાના સાહેબે તો પચીસ વરસથી બ્રિટિશ અમલ સામે બળવો પોકારેલો છે. પણ તેઓ અહિંસક બળવાખોર છે, ને તેમના મનમાં અંગ્રેજ પ્રજા પ્રત્યે છાંટાભાર દ્વેષ કે વેરભાવ નથી. એટલે પશ્ચિમના વાચકો, ને ખાસ

કરીને અંગ્રેજો, તેમને વિષે કંઈક જાણે એ જરૂરનું છે. કેમકે કોક દહાડો તો અંગ્રેજ પ્રજા એટલું સમજવાની જ છે કે ગાંધીજી, જવાહરલાલજી અને મૌલાના સાહેબ જેવા જે ભડવીરોએ બ્રિટિશ સામ્રાજ્યવાદ સામે બળવો પોકાર્યો તેમણે, એ બળવા વાટે જ, અંગ્રેજ પ્રજાની પારાવાર સેવા કરેલી છે.

હિંદી વાચકોમાંથી જેઓ હિંદુ-મુસ્લીમ ઐક્યને ચાહનારા છે ને એ ઐક્ય સ્થપાયેલું જોવાને આતુર છે તેઓ તો એ ઐક્યને ભલે થોડી પણ મદદ કરે એવી દરેક વસ્તુને — એવા દરેક પ્રયત્નને કે લખાણને — વધાવી જ લેશે. ભાષણો, પરિષદો ને ઠરાવોનો જમાનો ક્યારનો વીતી ગયો છે. આપણે દરેક જણે આપણા આચરણ દ્વારા બતાવી આપવું રહ્યું છે કે માતૃભૂમિનો સેવક કેવો હોવો જોઈએ. કોમી શાન્તિ અને એકરાગને આપણે આપણાં વિચાર, વાણી ને વર્તન દ્વારા મૂર્તિમંત નહીં કરી બતાવીએ ત્યાં સુધી સાચું ઐક્ય સ્થપાવાનું નથી. એ ઐક્ય વિના સ્વરાજ મળવાનું નથી; અને કદાચ મળશે તોપણ એમાં કશી ભલીવાર નહીં હોય. મૌલાના સાહેબની મોટામાં મોટી સેવા તો એ છે કે તેમણે એ ઐક્યને પોતાના જીવનમાં મૂર્તિમંત કરી બતાવ્યું છે. એટલે એમના જીવન અને કાર્યને વિષે પ્રજામાં સાચી સમજ ફેલાય, તો તેથી એ મહાન કાર્યમાં થોડે અંશે પણ મદદ જ થવાની છે, એમ માનવું વધારેપડતું નથી.

૨

# પ્રતાપી પૂર્વજો

મૌલાના અબુલ કલામ આઝાદના એક પૂર્વજે મોગલ બાદશાહ અકબરના જમાનામાં સારી નામના મેળવી હતી. તેમનું નામ શેખ જમાલુદ્દીન દહેલવી હતું. મુસ્લીમ ઇતિહાસગ્રન્થોમાં રહમતુલ્લાહ હે અલયહે એ નામથી તેમનો ઉલ્લેખ કરેલો છે. એ નામ સૂચવે છે કે તેઓ સંતપુરુષ હતા, ને અલ્લાની રહેમ તેમના પર ઊતરી હતી. તેઓ સંસારથી વિરક્ત રહીને સાધુજીવન ગાળતા. તે ઉપરાંત ઇસ્લામનું ઊંડું જ્ઞાન ધરાવનાર આલિમ તરીકે પણ તેમની ભારે ખ્યાતિ હતી; ને તેમણે અનેક પુસ્તકો લખેલાં, તેને વિષે આજે પણ લોકો અતિશય આદર ધરાવે છે. એમાં એક પુસ્તક તે હદીસ (ઇસ્લામનો સ્મૃતિગ્રન્થ) ની સૌથી અધિક વિશ્વાસપાત્ર વાચના પર લખેલી ટીકા છે; ને તેને મુસ્લીમ ધર્મવેત્તાઓ આજે પણ પ્રમાણભૂત ગણે છે. એમના અનેક મુરીદો (શિષ્યો) માં શહેનશાહ અકબરના ભાઈ ખાને આઝમ પણ હતા. કહેવાય છે કે શેખ સાહેબની વિદ્વત્તાની કદર કરવા સારુ તેમને ઇસ્લામી ધર્મ-શાસ્ત્રની વડી મદ્રસાના સદર (આચાર્ય) નીમવાની શહેનશાહ અકબરની ઇચ્છા હતી. શહેનશાહ તો બીજાં પણ ઘણાં માનપાન આપત, પણ શેખ સાહેબે તેમાંથી એકેય લેવાની ના પાડી હતી. એ સાધુ પુરુષના જીવનમાં આડંબર કે અભિમાનનો છાંટો નહોતો. છતાં એક પ્રસંગે એમને પણ બાદશાહની ઇચ્છા અનુસાર વર્તવાની ના પાડવી પડેલી.

એ પ્રસંગની વિશેષ હકીકત જાણવાને આપણે અકબરના જીવનમાં ને એ જમાનાના વાતાવરણમાં પળવાર ડોકિયું કરવું પડશે.

સર્વ ધર્મો પ્રત્યે અકબરના મનમાં કેવી સહિષ્ણુતા હતી તે ઇતિહાસના અભ્યાસીઓ જાણે છે. એ સહિષ્ણુતા એમને શીખવનાર મુલ્લા મુબારક હતા. એને માટે તે વખતના રૂઢિચુસ્ત આલિમોએ એમનો બહિષ્કાર કરેલો. એમને પગલે ચાલીને એમના દીકરા અબુલ ફઝલે પણ સર્વ મત અને પંથ પ્રત્યે સહિષ્ણુતાનો ઉપદેશ કર્યો; ને એમના ઉપદેશની અસરને લીધે જ અકબરમાં સર્વ ધર્મો વિષે તટસ્થભાવે જ્ઞાન મેળવવાની વૃત્તિ જાગી. એને અંગે એક ઇબાદતખાનું (પ્રાર્થનામન્દિર) કાઢવામાં આવ્યું. ત્યાં જુદા જુદા ધર્મોના આચાર્યો ને વિદ્વાનોને નિમન્ત્રણ આપીને બોલાવવામાં આવતા, ને તેમની વચ્ચે છૂટથી ચર્ચા ચાલતી. એકવાર અબુલ ફઝલે ચર્ચા માટે એવો વિષય રજૂ કર્યો કે માત્ર સંસારવહેવારની બાબતમાં જ બાદશાહના હુકમનું પાલન થાય એટલું બસ નથી; ધર્મની બાબતમાં પણ તેમને પ્રજાજનોના માર્ગદર્શક માનવા જોઇએ. મૌલાના સાહેબને મોગલ ઇતિહાસનું બહુ ઊંડું જ્ઞાન છે, એટલે તેમણે એ પ્રસંગ મને સંભળાવ્યો: "મથુરામાં હિંદુ મુસલમાન વચ્ચે ટંટો થયો હતો, ને કેટલાક હિંદુઓએ એક મસીદ ભાંગીને જમીનદોસ્ત કરી હતી. અકબર એ હિંદુઓને બચાવવા માગતો હતો, ને તેમને માફી આપવી જોઇએ એવી દલીલ તેણે કરી હતી. પણ મુસલમાન ઉલેમાઓએ તેની સામે ઝુંબેશ ઉઠાવી હતી. એ ઉલેમાઓનો પ્રભાવ ઓછો કરવા સારુ મુલ્લા મુબારકે ચતુરાઇથી આ યુક્તિ રચેલી કે આ પ્રશ્નની ચર્ચા કરાવવી, ને ઉલેમાઓની સંમતિથી જ આ સિદ્ધાન્ત સ્વીકારાયો છે એવો દેખાવ કરવો." જે વાતમાં અકબરની સત્તાનો સવાલ રહેલો હોય તે વાતનો મુસલમાન ઉલેમાઓથી વિરોધ કેવી રીતે થઇ શકે? એક ઇતિહાસકાર કહે છે: "તેઓ માંહોમાંહે ચર્ચા કરીને એક નિર્ણય પર આવ્યા. એ વચલો રસ્તો હતો એમ એમનું કહેવું હતું. પણ ખરું જોતાં તો તેમણે સામા પક્ષની વાત પૂરેપૂરી કબૂલ કરી લીધી હતી. તેમણે એક લખાણ તૈયાર

કર્યું. તેમાં એવું પ્રમાણપત્ર આપ્યું કે બાદશાહ ન્યાયી રાજ્યકર્તા છે, અને તેથી તેમને 'મુજતહીદ'નો હોદ્દો આપવામાં આવે છે. મુજતહીદનો મત ઈસ્લામને લગતી સર્વ બાબતોમાં પ્રમાણભૂત ગણાય, એટલું જ નહીં પણ એને વિષે એમ પણ માનવામાં આવે કે એની તો કદી ભૂલ થાય જ નહીં." અબુલ ફઝલના પિતા મુલ્લા મુબારકે એ લખાણ પર સહી કરી, ને દેશના બીજા ઉલેમાઓને સહી કરવા કહ્યું. આગ્રા, જોનપુર ને બીજી જગાઓના ઉલેમાઓએ સહી કરી; ને દિલ્લીના કેટલાક ઉલેમાઓએ પણ હસ્તાક્ષર કરી આપ્યા. પણ આપણા મૌલાના સાહેબના પૂર્વજ શેખ જમાલુદ્દીને સહી કરવાની ના પાડી; ને એમનું અનુકરણ કરી બીજા કેટલાકે પણ એ વાતનો ઈનકાર કર્યો. એને સારુ શેખ સાહેબ સામે બાદશાહ નારાજ થયા કે કેમ એ તો જાણવામાં નથી, પણ એટલું ખરું કે તેઓ હિંદ છોડીને મક્કા ચાલ્યા ગયા.

આ પ્રસંગ સાંભળી મેં મૌલાના સાહેબને કહ્યું: "ત્યારે તો આપના જે જૂનામાં જૂના જાણીતા પૂર્વજ છે તેઓ જ આપને માટે સત્યાગ્રહનો વારસો મૂકી ગયા છે!"

મૌલાના સાહેબ મોં મલકાવીને કહે: "એમ કહેવું હોય તો તમે કહી શકો છો. એ સત્યાગ્રહનો દાખલો હતો એ વાત સાચી છે. પણ એને માટે તો તે પછીના મારા એક પૂર્વજનો એક બીજો પ્રસંગ તમને સંભળાવું."

"આભાર આપનો," મેં કહ્યું. એટલે તેઓ બીજા પૂર્વજોનો ઇતિહાસ ટૂંકામાં કહેવા લાગ્યા: "મારા બાપદાદાની વંશાવળી જોતાં હું શેખ જમાલુદ્દીનની આઠમી કે નવમી પેઢીએ જન્મેલો છું. આખી વંશાવળીની વીગતોમાં તમને ઉતારવાની જરૂર નથી. પણ મને એટલું કહેતાં આનંદ થાય છે કે સંપત્તિ અને વિદ્વાનો—શ્રી અને સરસ્વતીનો—સંયોગ એક કુળમાં એકસાથે ત્રણચાર પેઢીથી વધારે ટકતો નથી એવી જે લૌકિક માન્યતા છે તે મારા કુટુંબને વિષે

ખોટી પડેલી છે. હું એટલું કહી શકું છું કે મારા પૂર્વજોમાં કોઈ એવા નહોતા જેમણે આલિમ (વિદ્વાન) અને સૂફી તરીકે નામના ન મેળવી હોય. એમાંના શેખ મહમદની વાત મારે તમને કહેવાની છે. તેઓ બાદશાહ જહાંગીરના સમયમાં થઈ ગયા. કોકે બાદશાહ આગળ નીચા નમીને કુર્નીશ બજાવવાનો રિવાજ શરૂ કર્યો; ને પછી તો બધા દરબારીઓએ—ઉલેમાઓએ સુદ્ધાં—એવી રીતે કુર્નીશ કરવી એવો હુકમ છૂટચો. દિલ્લીના ઘણાખરા ઉલેમાઓએ તેમ કરવાનું કબૂલ કર્યું. પણ મારા પૂર્વજ શેખ મહમદે કબૂલ કર્યું નહીં. તેમણે કહ્યું કે આવી કુર્નીશ તો એકલા ખુદાને જ કરવાની હોય; આ ધરતીના કોઈ રાજા આગળ કરાય નહીં. શેખ જમાલુદ્દીને બાદશાહની ઇચ્છાનો અનાદર કર્યો છતાં તેમના પર કશો જોરજુલમ થયો નહીં ને તેઓ નાસી છૂટચા. પણ શેખ મહમદ એમ છૂટવા પામ્યા નહીં. તેમણે બાદશાહને કુર્નીશ કરવાની ના કહી એને સારુ એમને ગ્વાલિયરના કિલ્લામાં ચાર વરસની કેદ ભોગવવી પડી."

આ વાત કહીને મૌલાના સાહેબ કહેવા લાગ્યા: "અમારા કુટુંબમાં પેઢીઓ સુધી એવો રિવાજ રહ્યો કે રાજદરબારમાં કોઈ પણ હોદ્દો કે સત્તાવાળી જગા લેવાં નહીં. આગળ જતાં મારા બીજા એક પૂર્વજ શેખ સરાજુદ્દીને વડા ન્યાયાધીશની જગા લીધી, ને ત્યારથી એ રિવાજ તૂટચો એમ કહી શકાય. તેમની પછીના માણસો હોદ્દા લેવા લાગ્યા; અને મારા દાદા મોગલ બાદશાહે નીમેલા છેલ્લા રુક્ન-ઉલ-મદરસ્સીન (વિદ્યાના સ્તંભ) હતા."

આવા પ્રતાપી ને વિદ્યાની અખંડ ઉપાસના કરનાર પૂર્વજોના વંશજોમાં પોતાના વારસાને વિષે અમુક અભિમાન હોવું અઘટિત નથી. એવું અભિમાન મૌલાના સાહેબના લોહીમાં ઊતરી આવેલું છે એમ કહી શકાય. એક બાબતમાં તો તેઓ એમના ગરવા પૂર્વજો કરતાં પણ આગળ વધ્યા છે. પ્રખર બુદ્ધિ ને વિશાળ વિદ્વત્તામાં

તેમની બરોબરી શકે એવા બીજા કોઈ કદાચ હશે, પણ તેમને આંટી શકે એવું તો કોઈ નથી જ. તેમના ઘણા પૂર્વજોએ—ને તેમના પિતાએ સુદ્ધાં—અનેક મુરીદો ભેગા કર્યા હતા; પણ તેઓ પોતે કોઇના ગુરુ બન્યા નથી. એમનામાં જે સંકોચ છે ને ઓછાબોલો સ્વભાવ છે તેને લોકો ઘણીવાર ભૂલથી અભિમાન અને અતડાપણું માની લે છે; પણ ખરેખર એવું નથી. તેમને સાવ એકાન્તમાં પોતાનાં પુસ્તકોમાં દટાઈ જવાનું ગમે છે; ને પોતે જ પોતાના શિષ્ય ને ચેલા બનવામાં તેમને સન્તોષ છે.

## ૩

# માતપિતા અને બાળપણ

મૌલાના સાહેબના પિતાશ્રીનું નામ મહમદ ખૈરુદ્દીન હતું. તેમણે પોતાના જીવનમાં પોતાના પ્રાચીન પૂર્વજ શેખ જમાલુદ્દીનની યાદદાસ્ત તાજી કરાવી, ને એમની આખી પ્રણાલિકાને ફરી સજીવન કરી. શેખ સાહેબની પેઠે તેઓ પણ વિદ્વાન અને સૂફી હતા. પણ તેમના આચારવિચાર અને સ્વભાવમાં સૂફી લોકોની કડક સાદાઈ અને ચિન્તનની માત્રા વધારે હતી. તેમને એકલા દિલ્લીમાં જ નહીં, પણ પશ્ચિમમાં ગુજરાત કાઠિયાવાડ અને પૂર્વમાં કલકત્તા સુધી, તેમના હજારો શિષ્યો હતા.

તેઓ દિલ્લીમાં રહીને ધર્માચરણ અને વિદ્યાભ્યાસ઼ંગમાં પોતાનું જીવન શાન્તિથી ગુજારી શકયા હોત, ને બાપદાદાનો પવિત્ર ધંધો ચલાવી શકયા હોત. પણ એ દિવસોમાં ધર્મનિષ્ઠ લોકો પણ શાન્તિમાં ને વિનાપજવણીએ રહી શકે એવું ન હતું. ૧૮૫૭માં દિલ્લી સર થયા પછી ત્યાં જે બનાવો બન્યા તેને લીધે અંગ્રેજ લોકોના લશ્કરી ઇતિહાસ પર એક કાળો ડાઘ રહી ગયો છે. બળવાખોરોએ ખુનામરકી કરેલી એ સાવ સાચું; પણ એમને હરાવનાર લોકોએ તો બળવાખોરોનાં પણ કાળાંમાં કાળાં કામોને આંટી દીધાં. મોંટગોમેરી માર્ટીન નામનો અંગ્રેજ લેખક લખે છે: "આપણું લશ્કર શહેરમાં પેઠું તે વેળા કોટની અંદર જેટલા માણસો જોવામાં આવ્યા તેમના શરીરમાં તેની તે જ જગાએ બંદૂકનાં અણિયાળાં ભાલાં ભોંકી દેવામાં આવ્યાં. કેટલાંક ઘરોમાં તો ૪૦-૫૦ જેટલાં માણસો સંતાઈ રહેલાં એમ હું કહું, તો તે પરથી તમને ખ્યાલ

આવશે કે આવી રીતે મરાયેલાં માણુસોની સંખ્યા નાનીસૂની નહોતી. આ બળવાખોરો નહોતા, પણ શહેરના રહેવાસીઓ હતા. આપણો અમલ હળવો છે એમ જાણતા હોવાથી તેમણે માફી મળવાની આશા રાખેલી. પણ એમની એ આશા ખોટી ઠરી, એથી મને આનન્દ થાય છે." હોમ્સ નામનો બીજો અંગ્રેજ લેખક કહે છે: "શહેરના નિર્દોષ ને નિરપરાધ લોકો હાથ જોડીને દયાની યાચના કરતા ઊભા હતા ત્યાં જ તેમના પર ગોળીઓ છોડવામાં આવી. થથરતા ઘરડા માણસોને કાપી નાખવામાં આવ્યા.....બળવાખોરોએ જે કંઈ ગુના કર્યા હશે તેનો અનેકગણો બદલો દિલ્લીના લોકોએ ભરી આપ્યો. હજારો સ્ત્રી પુરુષ બાળકો, કશા વાંક ગુના વગર, ઘરબાર વિનાનાં બનીને દેશમાં રવડવા લાગ્યાં. જે માલમતા તેઓ પાછળ મૂકી ગયેલાં તે કાયમને માટે ગુમાવી બેઠાં; કેમકે સોલજરો ઘેરઘેર ને શેરીએ શેરીએ ફરી વળ્યા; ખોળીખોળીને એકેએક ચીજ ઉપાડી ગયા; ને જે ઉપાડીને લઈ ન જવાયું તે ભાંગીતોડીને ચૂરા કરી નાખ્યું." સ્વ. દીનબન્ધુ ઍંડ્રૂઝે મૌલવી ઝકાઉલ્લાનું જીવનચરિત્ર લખ્યું છે, તેમાં બતાવ્યું છે કે એ ધર્મનિષ્ઠ માણસના કુટુંબને કશા જ વાંક વિના કેટલું દુઃખ વેઠવું પડયું હતું. એ દિવસોમાં અંગ્રેજોને જેટલી મદદ સર સૈયદ અહમદખાને કરેલી તેટલી તો બીજા કોઈ માણસે નહીં કરી હોય. તેમણે પણ દિલ્લી જઈને જોયું તો તેમના મામાનું ખૂન કરવામાં આવ્યું હતું, ને તેમનાં માને એક નોકરના ઘરમાં આશરો લેવો પડયો હતો. જે હજારો માણસો જીવ બચાવવા નાસી છૂટયા તેમાં મૌલાના સાહેબના પિતાશ્રી પણ હતા. આફતથી ઘેરાયેલો આ દેશ છોડીને મક્કા ચાલ્યા જવામાં તેમને ડહાપણ દેખાયું. એ વિચારથી તેઓ દિલ્લી સર થતાંવેંત શહેરમાંથી નીકળી ગયા, ને રામપુર ગયા. ત્યાંના નવાબ યુસફઅલીખાન બ્રિટનના પક્ષમાં ભળેલા હતા, ને મૌલાના સાહેબના પિતાશ્રીના મુરીદ હતા. તેમણે ગુરુને મુંબઈ

ને ત્યાંથી મક્કા સુરક્ષિતપણે મુસાફરી કરવાની ગોઠવણ કરાવી આપી.

તુર્કીમાં એ વખતે સુલતાન અબ્દુલ મજીદનો અમલ ચાલતો હતો. તેમણે મૌલાના મહમદ ખૈરુદ્દીનની વિદ્વત્તાની ખ્યાતિ સાંભળી હતી, તે પરથી તેમને ઇસ્તંબૂલ આવવાનું નિમન્ત્રણ મોકલ્યું. આ સુલતાનના રાજ્યાશ્રયને લીધે મૌલાના સાહેબના ઘણા ગ્રન્થો કૈરો (ઇજિપ્ત) માં પ્રસિદ્ધ થવા પામ્યા હતા. મૌલાના સાહેબ ઇસ્તંબૂલ જઈને પાછા મક્કા ગયા; ને ત્યાંની પ્રસિદ્ધ નહેર બાંધવા માટે ફાળો કરવામાં તેમણે ઘણી મદદ કરી. એ નહેર ' આઈને–ઝુબેદા ' એ નામે ઓળખાય છે. તે બાંધવામાં ૧૧ લાખ રૂપિયા ખરચાયા છે; ને એ રકમ મૌલાના સાહેબે હિંદ તથા બીજા દેશોમાં વસતા તેમના સંખ્યાબંધ શિષ્યો પાસેથી મેળવેલી. મકકામાં શેખ મહમદ ઝહીર વેટ્રી કરીને એક પ્રખ્યાત આલિમ રહેતા હતા, તેમની દીકરી સાથે તેમણે લગ્ન કર્યાં. આમ આપણા મૌલાના સાહેબને કેવળ પિતૃપક્ષ તરફથી જ નહીં પણ મોસાળપક્ષ પાસેથી પણ વિદ્વત્તાનો ભવ્ય વારસો મળેલો છે. બંને કુટુંબ મુસલમાનોમાં બહુ ઊંચા ગણાતા શેખ કુળનાં વંશજો છે.

મૌલાના ખૈરુદ્દીન મક્કા પાછા ફર્યો તે પછી, હજ માટે મક્કા ગયેલા કાઠિયાવાડના એમના કેટલાક મુસલમાન શિષ્યોએ એમને હિંદુસ્તાન પાછા આવીને ત્યાં રહેવાની વિનંતી કરી. એમની એ અતિશય આગ્રહભરી વિનવણીને માન આપી તેઓ ૧૮૮૦માં મુંબઈ પાછા ફર્યા. ૧૮૮૦ ને ૧૮૯૨ની સાલ વચ્ચે તેમણે મુંબઈ ને મક્કા વચ્ચે અનેક વેળા પ્રવાસો કરેલા.

આમ આપણા ચરિત્રનાયકનાં બાળપણનાં વરસ અરબસ્તાનમાં જ પસાર થયાં. છેવટે ૧૮૯૮માં તેમના પિતાએ, તેમના એક શિષ્ય હાજી અબ્દુલ વહીદના દબાણને વશ થઈને, કલકત્તામાં કાયમનો વસવાટ કર્યો.

મૌલાના સાહેબની માતૃભાષા અરબી હતી, કેમકે તેમનાં માતાને બીજી કોઈ ભાષા આવડતી નહોતી. પણ તેઓ પિતા પાસેથી ઉર્દૂ શીખેલા. એટલે પિતાની સાથે કલકત્તે રહેવા આવ્યા ત્યારે તેમને આ બંને ભાષાનું ઠીકઠીક જ્ઞાન હતું. કલકત્તામાં તેમને કોઈ નિશાળે મૂકવામાં ન આવ્યા. પિતા પાસેથી, તેમજ અરબીના સારા વિદ્વાન એવા તેમના મિત્રો પાસેથી, બાળક અબુલ કલામને પૂરતું શિક્ષણ મળી રહેતું. અભ્યાસમાં તેઓ જે ઝડપે આગળ વધતા તે ખરેખર અજબ હતી. 'દર્સે નિઝામી' એ અરબી ને ફારસીનો સંપૂર્ણ અભ્યાસક્રમ છે. એમાં ભાષાઓ, ફિલસૂફી, તર્કશાસ્ત્ર, અંકગણિત, ભૂમિતિ ને ઇતિહાસ એટલા વિષયોનો સમાવેશ થાય છે. એ અભ્યાસક્રમ પૂરો કરતાં બહુ ચપળ વિદ્યાર્થીને દસ વરસ, ને સાધારણ વિદ્યાર્થીને ચૌદ વરસ, લાગે છે. પણ અબુલ કલામે તે ચાર વરસમાં પૂરો કર્યો. એટલું ખરું કે હિંદ આવતા પહેલાં તેમને અરબી ભાષાનો પૂરો પરિચય થઈ ચૂકેલો હતો, એ લાભ બીજાને ન મળે એવો મળેલો. આ ક્રમ પૂરો કર્યા પછી તો તેમણે બીજાઓને એ જ વિષયો ભણાવવાનું પણ શરૂ કરી દીધું. 'દર્સે નિઝામી'ના જે અભ્યાસક્રમની ઉપર વાત કરી તેમાં એક વિષય અમુક પ્રકારના અધ્યાપનકાર્યનો પણ હોય છે. ઉમેદવાર પોતે શીખ્યો હોય તે જ વિષયો બીજા અનેક વિદ્યાર્થીઓને શીખવી ન બતાવે ત્યાં સુધી તેનો અભ્યાસ પૂરો થયો ગણાતો નથી, ને તેને 'આલિમ'નું પ્રમાણપત્ર આપવામાં આવતું નથી. અબુલ કલામ આ રીતે ચૌદ વરસની ઉંમરે વિદ્યાર્થી–શિક્ષક બન્યા. એ દિવસોની એક સરસ વાત તેમણે મને કહી છેઃ "એકવાર મારા વિદ્યાર્થીઓમાં મોટી સફેદ દાઢીવાળો એક પઠાણ હતો. બિચારાની બુદ્ધિ મંદ હતી; ને એની બુદ્ધિ જેટલી ધીમી ચાલે એટલી ધીમા ઝડપે ભણાવવા જેટલી ધીરજ મારામાં નહોતી. કાયસ ( નિગમન ) અને ઇસ્તક ( વિગમન ) એ તર્કના બે પ્રકાર વચ્ચેનો ભેદ

એના ભેજામાં ઘુસાડવા હું દિવસો સુધી મહેનત કરી ચૂકયો હતો. એક સામાન્ય નિયમ આપ્યો હોય તે જુદાં જુદાં વ્યક્તિગત દૃષ્ટાંતોમાં લાગુ પાડવો, એ કાયસ—એ એક રીત; ને જુદાં જુદાં દૃષ્ટાંતો પરથી એક સામાન્ય નિયમ તારવવો એ ઇસ્તક્ર—એ બીજી રીત; એ બે વચ્ચેનો ભેદ સમજાવવા મેં કહ્યું: 'કાયસ એટલે ઉપરથી નીચે આવવું તે; ઇસ્તક્ર એટલે નીચેથી ઉપર જવું તે.' મને લાગ્યું કે આ રીતે સમજાવવાથી એને જરૂર યાદ રહી જશે. બીજે દિવસે મેં એને બે વચ્ચેનો ફરક પૂછ્યો. તો સાવ ઊલટી જ વાત એના મગજમાં ઠસી ગયેલી! મારો મિજાજ હાથથી ગયો, ને મેં છૂટી ચોપડી એના મોં પર ફેંકી કહ્યું: 'ભણી રહ્યા તમે. ઘેર જાઓ ને ખડ ખાઓ.' ઘરડો પઠાણ કંઈ ન બોલ્યો, પણ આખો દિવસ એણે કંઈ ખાધું નહીં. મારા પિતાને આ વાતની ખબર પડી એટલે તેમના ક્રોધનો પાર રહ્યો નહીં. તેમણે તરત જ મને બોલાવ્યો ને કહ્યું: 'તને તારા આ વર્તનની શરમ નથી આવતી? એ પઠાણ તારા બાપ જેટલી ઉંમરનો છે એ જોતો નથી? જા, હમણાં ને હમણાં જ એની માફી માગ, ને એને ખાવાને વીનવ.' પઠાણ તો જાણે કંઈ બન્યું જ ન હોય એવી રીતે વર્ત્યો. તેણે કહ્યું: 'તમે મારા શિક્ષક છો, એટલે મને સજા કરવાનો તમને પૂરો અધિકાર છે. તમારે મારી માફી માગવાની હોય જ નહીં.' એ સાંભળી મને વળી વધારે શરમ ઊપજી; ને એને ખાવા બેસાડ્યો તે પછી જ હું એની પાસેથી ઊઠ્યો."

એ કુમળી વયમાં એમના પર મુખ્ય સંસ્કાર તો પિતાશ્રીના પડ્યા. પિતાની ઘણી ટેવો ને તેમનો સ્વભાવ એમનામાં ઊતરી આવેલાં છે. મૌલાના સાહેબ પિતાની વાત કરતાં કહેવા લાગ્યા: "મારા પિતાને એકાંત બહુ જ ગમતું. એમના હજારો શિષ્યો હતા, તેઓ એમને મળવા અમારે ઘેર આવતા. પણ મોલુદ શરીફ (પેગંબર સાહેબનો જન્મદિવસ) અને ઈદના દિવસ બાદ કરતાં

તેઓ કોઈને મળવા બહાર ગયા હોય એવું મેં જોયું નથી. આ બે દિવસોએ પણ તેઓ કોઈ એક જ શિષ્યને ઘેર જતા. અમારા ઘરમાં રહેણી બહુ જ સાદી હતી. નવા જમાનાની ચીજો વિષે એમને ભારે અણગમો હતો. ફરનીચરમાં એક ચટાઈ સિવાય બીજું કંઈ ઘરમાં ન મળે. એના પર જ નાના મોટા સહુ મળવા આવનારા બેસતા. એમાં અનેક નવાબો હોય. ટિપુ સુલતાનના દીકરા પણ મળવા આવતા. પિતાશ્રીની રહેણીની પેઠે એમનો પહેરવેશ પણ અતિશય સાદો હતો. બટનવાળો ડગલો એમણે પહેરેલો મેં કદી જોયો નથી. આધુનિક સુધારાની ગંધ સુદ્ધાંનો એમને ડર હતો. એટલે અમને બાળકોને અંગ્રેજી કેળવણી આપવાનો વિચાર તો એમને કદી આવે જ ક્યાંથી? એ જમાનામાં સર સયદ અહમદખાને જૂના વિચારો ને જૂના રીત-રિવાજ સામે ઝુંબેશ ચલાવી હતી; અને અંગ્રેજી તથા આધુનિક વિજ્ઞાનના અભ્યાસ તરફ વળવા મુસ્લીમ કોમને આગ્રહપૂર્વક વિનંતી કરી હતી. એ મારા પિતાથી સાંખી શકાતું નહોતું. તેથી તેમણે તો મને ને મારા ભાઈને જૂની ઢબની કેળવણી જ આપી. એટલે મારાથી અંગ્રેજી નિશાળે જવાનો વિચાર થઈ શકે એમ હતું જ નહીં. પણ મારું નામ પ્રથમ પંક્તિના વિદ્વાનોમાં ગણાય એવી તો એમની ખાયશ હતી જ. એટલે તેમણે ૧૯૦૫માં કેરોના અલ-અઝહાર વિશ્વવિદ્યાલયમાં અરબીનો ઉચ્ચ અભ્યાસ કરવા મને પોતાને ખરચે ઇજિપ્ત મોકલ્યો. હું ત્યાં બે વરસ રહીને ૧૯૦૭માં હિંદ પાછો ફર્યો. ૧૯૦૯માં મારા પિતા જન્નતશીન થયા. ત્યારપછી જ, એક મિત્રના કહેવાથી, મેં વ્યાકરણ અને શબ્દકોશની મદદથી અંગ્રેજી શીખવું શરૂ કર્યું. પણ મારા પિતાએ મને અંગ્રેજી નિશાળમાં ન મોકલ્યો એનો મને અફસોસ નથી થતો. એથી મેં કશું ગુમાવ્યું નહીં. ઊલટું, મારે જેટલું અંગ્રેજી શીખવું હતું તે શીખવામાં મારે સ્વાશ્રય પર આધાર રાખવો પડ્યો એને લીધે, હું માનું છું મને ઘણો લાભ જ થયો. મારાં સમય ને શક્તિ ઘણાં બચી ગયાં; ને

જે ચીજો મારે શીખવા જેવી હતી તે જ હું શીખ્યો."

હું ઉપર કહી ગયો તેમ, મૌલાનાના પિતાશ્રીને હજારો શિષ્યો હતા. એમાં હિંદુઓનું પ્રમાણ પણ ઠીકઠીક હતું. તેઓ જાતજાતના સવાલો પૂછતા, ને મૌલાના સાહેબ જેટલાં હેત અને ઉમળકાથી મુસલમાન શિષ્યો સાથે વાત કરતા તેટલાં જ હેત ને ઉમળકો આ હિંદુ શિષ્યો પ્રત્યે બતાવતા, ને તેમની સાથે પૂરેપૂરું દિલ ખોલીને વાત કરતા. એટલે એમના સુપુત્ર હિંદુ–મુસ્લીમ એકતાના અડગ હિમાયતી બન્યા છે એમાં નવાઈ કશી નથી.

૪

# મેધાવી કુમાર

આમ અબુલ કલામને પિતા પાસેથી નિવૃત્તિપરાયણ ને એકાન્તપ્રિય સ્વભાવનો વારસો મળ્યો હતો ખરો. પણ એમનામાં સર્વ પ્રકારના જ્ઞાનને માટે એવી ઊંડી ભૂખ હતી કે કેવળ ધર્મશાસ્ત્રનો અભ્યાસ કરીને વિદ્વાન કે ધર્મવેત્તાનું જીવન ગાળવામાં એમને ચેન પડે એમ નહોતું. તેમણે પુસ્તકો ને વર્તમાનપત્રો દ્વારા બહારના જગત સાથે સંપર્ક સાધ્યો; ને એ વખતે જે પ્રશ્નો પર ભારે વાદવિવાદ ચાલી રહ્યા હતા તે પ્રશ્નોમાં રસ લેવા માંડ્યો. લેખક ને પત્રકાર થવાની યોગ્યતા એમનામાં જાણે જન્મથી હતી એટલે કિશોરવય પૂરી થતા પહેલાં તો તેઓ અનેક પત્રોના સંપાદક બની ગયા. 'લિસાનુસ્સિદ્દક' (સત્યની વાણી) એ એમનું પહેલું વહેલું પત્ર હતું; ને તે કાઢ્યું ત્યારે એમની ઉંમર માંડ ચૌદ વરસની હશે. કોઈ વિષય એમને ન સમજાય એવો હોય એમ દેખાતું નહોતું; ને કોઈ પણ બાબતમાં તેઓ કઠોર સત્ય ઉચ્ચારતાં અચકાતા નહીં. જે જે વિષયો હાથમાં લે તે બધામાં તેઓ નિર્ભયપણે પોતાના વિચારો જણાવતા; ને પ્રસિદ્ધ લેખકોનાં પુસ્તકોની સમાલોચના કરતાં પણ સંકોચ પામતા નહીં. ખ્વાજા અલતાફ હુસેન હાલી નામના એક ઉર્દૂના મોટા વિદ્વાન ને કવિ થઈ ગયા છે. તેમણે સર સૈયદ અહમદખાનનું ચરિત્ર ઉર્દૂમાં લખેલું, તેની પણ સમાલોચના મૌલાના અબુલ કલામે કરેલી, ને તેમાં કેટલીક ટીકા પણ કરી હતી. તેના તરફ ઘણા લોકોનું ધ્યાન ખેંચાયેલું; પણ કોઈ પણ પ્રસિદ્ધ પુરુષને હજુ આ ઊગતા લેખક ને પત્રકારને ભેટો થવા પામ્યો ન હતો.

એ જ અરસામાં એમને એક મહત્ત્વને પ્રસંગે જાહેર ભાષણ કરવાનું નિમન્ત્રણ મળ્યું લાગે છે. નાની નાની સભાઓ આગળ ને સાહિત્યનાં અભ્યાસી મંડળો આગળ તો એમણે વ્યાખ્યાનો આપેલાં. પણ લાહોરમાં મોટા મોટા પ્રતિષ્ઠિત માણસોની સભામાં ભાષણ આપવાનું નિમન્ત્રણ મળ્યું એ એમના જીવનમાં એક અપૂર્વ પ્રસંગ હતો. લાહોરમાં અંજુમને–હિમાયતે–ઇસ્લામ નામનો એક સંઘ છે. તેણે 'લિસાનુસ્સિદ્દક'માં ઝમકદાર લેખો લખનાર તન્ત્રીને ૧૯૦૪ નું વાર્ષિક વ્યાખ્યાન આપવા બોલાવ્યા. તન્ત્રી કોણ ને કેવડા હશે એની એ લોકોને કંઈ ખબર નહીં હોય એમ દેખાય છે. સર સૈયદ અહમદખાનનું ચરિત્ર લખનાર મહાકવિ હાલી, ઉર્દૂના નામાંકિત ગદ્યલેખક નઝીર અહમદ, કવિતાના ક્ષેત્રમાં પોતાની પ્રતિભાને બળે ઝળકી રહેલા શેખ મહમદ ઇક્બાલ વગેરે અનેક પ્રસિદ્ધ પુરુષો સભામાં હાજર હતા. ધર્મ અને બુદ્ધિ એના સંબન્ધ વિષે ભાષણ થવાનું હતું. આ વરસે નિયત થયેલા આટલા કઠણ વિષય પર આવા વિદ્વાન શ્રોતા-વર્ગ આગળ ૧૫–૧૬ વર્ષનો એક બાળક, જેને મૂછનો દોરો પણ ફૂટયો નહોતો, તે ભાષણ આપવાની હિમત કરશે એવી કલ્પના તો કોઈએ સ્વપ્ને પણ નહીં કરી હોય. હાલીના પુસ્તકની મૌલાના સાહેબે સમાલોચના કરેલી, એ તો પાછળ કહેવાઈ ગયું છે. સભામાં વક્તાનો પરિચય કરાવવામાં આવ્યો ત્યારે હાલીને લાગ્યું કે આ છોકરો મૌલાના અબુલ કલામ આઝાદનો દીકરો હોવો જોઈએ! એ છોકરો તે જ જેમનું નામ ચોમેર ગવાઈ રહેલું તે મૌલાના પોતે છે, ને એ જ 'લિસાનુસ્સિદ્દક'નો તન્ત્રી છે, એમ જાણ્યું ત્યારે તો હાલીના આશ્ચર્યનો પાર રહ્યો નહીં. ભાષણ સાંભળીને તો સહુને વળી એથીયે વધારે આશ્ચર્ય થયું. તે દિવસે એ છોકરાએ મુસ્લીમ જગતમાં કાયમની નામના મેળવી, ને સહુને લાગ્યું કે આગળ ઉપર આ છોકરો હિંદના મુસલમાનોમાં અગ્રસ્થાન પ્રાપ્ત કરશે. કવિ હાલીએ તો કહ્યું કે "એમના ખભા ભલે બાળકના હોય, પણ તેના

પરંતુ માથું તો બુઝર્ગનું છે."

આ પહેલાં, ચૌદ વરસની ઉંમરે, અબુલ કલામે કવિતા ઉપર પણ હાથ અજમાવ્યો હતો, ને તેમાં સફળતા મેળવી હતી. તે ઉપરાંત 'નેરંગી આલમ' કરીને એક પત્ર કાઢયું હતું; ને તેમાં ઉર્દૂના ઊગતા કવિઓનાં કાવ્યો છપાતાં. અબુલ કલામ એ પત્રને માટે કાવ્યો લખતા, એટલું જ નહીં પણ કવિઓના મુશાયરામાં ભાગ પણ લેતા. કલકત્તામાં ગાર્ડન રીચ નામનો લત્તો છે તેની પાસે એક જગાએ ઊગતા તેમજ પ્રૌઢ કવિઓ ભેગા થતા, ને કવિતાની રમઝટ જમાવતા. પાદપૂર્તિ માટે એક લીટી આપી તેના પર શીઘ્ર-કાવ્ય રચવાનું તેમને કહેવામાં આવતું. બાળકવિ અબુલ કલામ એમાં અચૂક ભાગ લેતા, ને હંમેશાં શ્રોતાઓની વાહવા મેળવતા. ઉર્દૂના મશહૂર શાયર ઘાલીબના શિષ્ય નાદીરખાન નામના એક કવિ વયોવૃદ્ધ હતા તેમ જ્ઞાનવૃદ્ધ પણ હતા. તે તો માની શકતા જ નહીં કે આ છોકરો ખરેખર પોતાનાં રચેલાં કાવ્યો સભામાં રજૂ કરી શકતો હશે. એમને તો એમ જ લાગતું કે નક્કી એ કોઈ પુસ્તકોમાંથી તફડંચી કરી લાવતો હશે, અથવા તો કોઈ મોટી ઉમરનો માણસ પોતાનાં કાવ્યો એની પાસે રજૂ કરાવી એ છોકરાને અઘટિત કીર્તિ અપાવતો હશે. એક દિવસ આપણા આ બાળકવિ ચોપડીઓની એક દુકાનમાં પુસ્તકો જોતા હતા એવામાં નાદીરખાન એ રસ્તે થઈને નીકળ્યા. એમણે તરત જ આ બાળકવિને હાક મારીને બોલાવ્યા, ને કહ્યું: "આપણા મુશાયરામાં તમે કવિતાની લીટી પર લીટી ગગડાવ્યે તો રાખો છો. પણ એ તમારી પોતાની જ રચેલી હોય છે એ હું કેવી રીતે જાણી શકું ? તમે કોકની પાસે રચાવી લાવતા હો, ને તે તમારી છે એમ કહેતા હો, તોયે કોને ખબર ? પણ આવી જાઓ આજે, હું અહીં જ તમારી પરીક્ષા લઉં. આ એક ચરણ છે—'યાદ ન હો, શાદ ન હો, આબાદ ન હો.' હવે એની પાદપૂર્તિ કરો." આ સાંભળી આપણા બાળકવિને

ચીડ તો બહુ ચડી. પણ તેમને પોતાની શક્તિની પારખું આપવાનું હતું એટલે ગમ ખાઈ ગયા, ક્રોધને રોકી લીધો, ને તરત જ કવિતાની લીટી પર લીટી ફેંકવા માંડી. નાદીરખાન તો સડક જ થઈ ગયા; ને સભ્યતા કે શિષ્ટાચાર કોરે મૂકી દુકાનની સામે રસ્તા વચ્ચોવચ નાચવા લાગ્યા, ને આનંદના ઉલ્લાસમાં આવી બૂમ પાડીને કહેવા લાગ્યા : ' સુભાન અલ્લા, સુભાન અલ્લા ! ' બુઝર્ગ નાદીરખાને કબૂલ કર્યું કે " હું આ છોકરાને આજ લગી લેભાગુ ને ઢોંગી માનતો હતો. પણ આ તો આજના ઘણા કવિઓને ટપી જાય એવો છે." અહીં પ્રસંગવશાત્ એટલું કહેવું જરૂરનું છે કે ' આઝાદ ' તે આ બાળકવિએ સ્વીકારેલું તખલ્લુસ હતું; ને કાવ્યરચનાનો એ કાળ તો વીતી ગયો, છતાં તખલ્લુસ કાયમ રહી ગયું છે.

પણ અબુલ કલામ આઝાદ આમ સહેલાઈથી કીર્તિ મળી એટલાથી નિરાંત વાળીને બેસી જાય એવા અલ્પસંતોષી નહોતા. કવિતા અને વિવેચનનાં માસિકો એ તો કેવળ વિનોદનાં સાધન હતાં; એની પાછળ જ જીવનની સર્વ શક્તિ વાપરવા જેવી નહોતી. જિજ્ઞાસાના કીડાએ આ ઊગતા યુવાનના મગજને કોરવા માંડ્યું હતું. શંકાઓ ઉઠાવવાની ને પ્રશ્નો પૂછવાની વૃત્તિ તેમનામાં જાગૃત થઈ હતી. ' હું ક્યાં ઘસડાઈ રહ્યો છું ? ' એવો પ્રશ્ન તેમણે પોતાના મનને પૂછવા માંડ્યો હતો. ૧૯૦૫–૭માં ઇરાક, સીરિયા ને ઇજિપ્તમાં વિદ્યાને અર્થે રહ્યા ને ફર્યા તેથી આ વૃત્તિ વિશેષ પ્રબળ બની. ત્યાંથી સ્વદેશ પાછા આવીને જોયું તો બંગાળમાં અસંતોષની જવાળા ભભૂકી રહી હતી, નવા નવા પોકારો સંભળાતા હતા, ને રાજસત્તાને પડકાર આપવા પ્રજા તલપાપડ થઈ રહી હતી. બંગભંગની પ્રચંડ હિલચાલ પૂરજોશમાં ચાલતી હતી. તેમાં પોતાનો ફાળો આપ્યા વિના અબુલ કલામના જુવાન દિલને ચેન પડે એમ નહોતું. તેઓ એ જમાનાના કેટલાક અરાજકતાવાદીઓ ને ત્રાસવાદીઓને મળ્યા. તેમનું પોતાનું મન સ્પષ્ટપણે એ દિશા તરફ ઝૂકી

રહ્યું હતું. તેઓ એ રસ્તે કેટલે સુધી ગયેલા એ મેં એમને પૂછ્યું નથી. પણ સરકાર તેમને વહેમની નજરે જોતી થઈ હતી, ને છૂપી પોલીસવાળા તેમની હિલચાલની ચોકી રાખવા લાગ્યા હતા.

પણ એમના મનમાં સૌથી વધારે તો બીજી જ વાત રમી રહી હતી. ઇસ્લામનું ભાવિ ઊજળું કેમ બને, ને મુસલમાન કોમની સ્થિતિ કેમ સુધરે, એના વિચારો એમને રાતદિવસ આવતા. કોમની સેવા કરવાની, પોતાની દૃષ્ટિ વિશાળ બનાવવાની, જગતમાં ચાલતા વિચારના પ્રવાહોનો અભ્યાસ કરવાની, ને મહત્ત્વના વિષયો પર સ્વતન્ત્ર અભિપ્રાય બાંધવાની આ જે વૃત્તિ હતી તેને સર સૈયદ અહમદનાં લખાણોના વાચનથી પોષણ મળ્યું. જ્ઞાન, ચારિત્ર અને ધાર્મિકતાનો મહાન વારસો તો એમને બાપદાદા તરફથી મળ્યો હતો. પણ એટલાથી એમના આત્માની તરસ છીપે એમ હતું ખરું ? જૂની ધરેડમાં ચાલનારા વિચારો એમને સંકુચિત લાગતા હતા. ઈશ્વર વિષેની શ્રદ્ધા ને ધર્મના રૂઢ સિદ્ધાન્તો પરની આસ્થાને પણ સખત આઘાત પહોંચ્યો હતો. તેઓ જેમ જેમ વધારે સાંભળતા ને વાંચતા ગયા, તેમ તેમ આજ સુધી શીખેલી ને શ્રદ્ધાથી સાચી માની લીધેલી વાતો વિષે સંશય પેદા થવા લાગ્યો; ને વહાણનાં બધાં જ જૂનાં લંગરો જાણે તૂટી ગયાં હોય એમ પણ એક ક્ષણવાર તો દેખાવા લાગ્યું. તેમણે ફરી કુરાનનો અભ્યાસ કર્યો, તેમના ઉપદેશોને નવેસર તપાસ્યા; અને પોતાના સ્વતન્ત્ર ને તટસ્થ વિચારના શાન્ત પ્રકાશને બળે તેમની શ્રદ્ધા ફરી જાગૃત થઈ. એક ક્ષણવાર તેમને જિંદગીનો અન્ત આણવાનો જે વિચાર આવી ગયેલો તે દુઃસ્વપ્નની પેઠે અલોપ થઈ ગયો; અને નિઃસ્વાર્થ સેવા કરવાનો ને અમુક આદર્શની સિદ્ધિ માટે જીવવાનો નવો જ માર્ગ તેમને દેખાયો. જૂની રૂઢિપૂજા ઊઠી ગઈ હતી, પણ તેની જગા સાવ સૂની પડી નહોતી. મનમાં જે જે શંકાઓ ને સંશયો પેદા થયેલા તે સર્વની સાથે તેમના આત્માએ ચલાવેલી કુસ્તીને પરિણામે એક નવી જ શ્રદ્ધા પ્રગટ થઈ હતી.

ધરમૂળથી સુધારો—અથવા કહો કે ક્રાન્તિ—કરવાની નવી વૃત્તિનો જન્મ થયો હતો. જે ગરવા પિતાએ તેમને કેળવણી આપી હતી ને અભ્યાસ માટે પરદેશ મોકલ્યા હતા તેઓ હવે આ સંસારમાં નહોતા. પિતાએ તેમના જીવનમાં જે પ્રાચીનતાના પાયા નાંખ્યા હતા તેના પર અર્વાચીન ઈમારત રચવાની છૂટ તેમને મળી ગઈ. પુત્રની બૌદ્ધિક શક્તિ હવે જે દિશામાં વહેવા લાગી હતી તે પિતાને રુચી હોત કે કેમ તે કહેવું મુશ્કેલ છે, ને એ વિષે તર્કો કરવા નકામા છે.

મૌલાના સાહેબે કુરાને શરીફનો ઉર્દૂ તરજુમો કરેલો છે, તેનો છેવટનો ભાગ અહીં ઉતારવા જેવો છે. તે આપણને એમની વિચારસરણીની ઝાંખી કરાવે છે. સાથેસાથે એમાં એમની કવિત્વવાળી શૈલીનો એક સુન્દર નમૂનો પણ આપણને જોવા મળે છે. આ રહી એ ઉપસંહારની કંડિકાઓ:

'વિદ્વાનો ને ટીકાકારોમાં આજકાલ પ્રાચીન અને અર્વાચીનને જુદાં ગણવાનો રિવાજ પડયો છે. પણ હું એવો કશો ભેદ માનતો નથી. જે કંઇ પ્રાચીન છે તે મને વારસામાં મળ્યું છે; અને જે અર્વાચીન છે તેને માટે મારો રસ્તો મેં શોધી કાઢયો છે. મને પ્રાચીન માર્ગનો ખૂણેખૂણો જેટલો જાણીતો છે, તેટલો જ હું અર્વાચીન વિચારોથી પણ વાકેફ છું.'

'મેં મોજમજા કરી છે, તેમ કડક સાદાઈ પણ રાખી છે. હું મોજમજા ને સાદાઇને એક જ સમજું છું.'

કુટુંબ, કેળવણી, સમાજ અને વાતાવરણે મને જે વારસો આપ્યો હતો તેનાથી સન્તોષ માનીને બેસી રહેવાનો મેં પહેલે દિવસથી જ ઈનકાર કર્યો. રૂઢિપૂજાનાં બંધનો મને કોઈ રીતે રોકી ન શકયાં; અને જ્ઞાન માટેની જિજ્ઞાસાએ કોઈ પણ ક્ષેત્રમાં મારો સાથ ન છોડયો.

'જ્ઞાનનો એકે ખૂણો એવો નહોતો જ્યાં મારી જિજ્ઞાસા મને લઈ ન ગઈ હોય. મારું ખળું ભરેલું હતું, છતાં મારું દાણા વીણવાનું પહેલાંની પેઠે ચાલુ રહ્યું.'

મારા મનની કોઈ શ્રદ્ધા એવી નથી જેમાં શંકાના કાંટા ન ઊગી ચૂક્યા હોય; ને મારા આત્માની કોઈ આસ્થા એવી નથી જે અશ્રદ્ધા યા ઇનકારની સર્વ કસોટીઓમાંથી પસાર ન થઈ ચૂકી હોય. મેં દરેક જામમાંથી ઝેરના ઘૂંટડા પણ પીધા છે; ને વૈદકશાસ્ત્રે બતાવેલા ઝેર ઉતારવાના તમામ નુસખા પણ અજમાવ્યા છે. હું જ્યારે તરસ્યો હતો ત્યારે મારી તરસ બીજાઓના જેવી ન હતી; અને ત્યારપછી જ્યારે મને તૃપ્તિ થઈ ત્યારે એ તૃપ્તિ પણ કોઈ મામૂલી ઝરામાંથી મળી નહોતી.

'જીવનને ઝરે પહોંચવાનો ખીઝરનો રસ્તો લાંબો ને થકવનારો હતો. મેં મારી તરસ કોઇ જુદા જ ઝરામાંથી છિપાવી છે.'"

## ૫

# 'અલ હિલાલ'નો જન્મ

આ વેળા મૌલાનાં ભરજુવાનીમાં હતા. તેમણે હિંદના રાજકીય ક્ષેત્રમાં દેખા દીધી તેનું વર્ણન કરું તે પહેલાં, આ દેશમાં હિંદુ અને મુસલમાન પરત્વે અંગ્રેજોએ કેવી રાજનીતિ રાખી છે, ને એને પરિણામે આપણે જે સમયની વાત કરીએ છીએ તે સમયે એ બે કોમ વચ્ચેનો સંબન્ધ કેવા પ્રકારનો હતો, એનું બયાન ટૂંકામાં આપી જવું જરૂરનું છે. ૧૮૫૭ના હિંદી બળવાની પાછળ પૂરતું સંગઠન નહોતું, અને તેનો ફેલાવો ઉત્તર હિંદના અમુક ભાગની બહાર કદી થવા પામ્યો નહોતો, એ સાચું. છતાં એમાંથી અંગ્રેજોને હિંદમાં અંગ્રેજી અમલનો પાયો પાકો કરવાની ચાવી મળી ગઈ. હિંદમાં હિંદુ અને મુસલમાન વચ્ચે અગાઉ લડાઈઓ થયેલી ખરી. પણ બળવામાં, ભલે ગમે તેવા અસ્પષ્ટ હેતુની સિદ્ધિને ખાતર, બંને કોમના માણસો ભેગા થઈ હારોહાર ઊભા રહીને લડયા. તે વખતના અંગ્રેજ રાજ્યકર્તાઓનાં વચનોમાં જ આપણે કોમ કોમ વચ્ચે ફૂટ પડાવી રાજ્ય ચલાવવાની નીતિનાં પગરણ મંડાયેલાં જોઈ શકીએ છીએ. દાખલા તરીકે સર બાર્ટલ ફ્રીઅરનાં વચન લો. પણ જ્યાં સુધી રાષ્ટ્રીય હિલચાલ શરૂ થઈ નહોતી ત્યાં સુધી આ ભેદ-નીતિ શાન્ત રહી. એ હિલચાલ શરૂ થઈ તેની સાથે જ અંગ્રેજ રાજ્યકર્તાઓ ચોંકી ઊઠયા. લૉર્ડ ડફરીને દ્વિમુખી રાજનીતિ ચાલુ કરી—એક તરફ રાષ્ટ્રીય હિલચાલના આગેવાનોને કાનમાં ફૂંક મારી તેમને ચેતવણી આપવી. મરહૂમ એલન ઑક્ટેવિયન હ્યુમ હિંદી રાષ્ટ્રીય મહાસભાના જનક કહેવાય છે. તેમને લૉર્ડ ડફરીને મહા-સભાને રાજકીય સંસ્થાનું રૂપ આપવાની સૂચના કરી; મહાસભાના

પ્રતિનિધિઓને ગાર્ડન પાર્ટીમાં નિમન્ત્રણો પણ આપ્યાં. પણ સાથે-સાથે પોતાના મનમાં પાકી ગાંઠ વાળી કે "હિંદમાં યુરોપ જેવી લોકશાસનની હિલચાલ ચલાવવાથી કશો લાભ થવાનો નથી." રાજ્યબંધારણના સુધારાને લગતો જે ખરીતો તેણે વિલાયત મોકલ્યો તેમાં લખ્યું: "એક તરફ હિંદી પ્રજાનો, યુરોપના સંસ્કારોવાળો અથવા શિક્ષિત, વર્ગ લઈએ; ને તેની સંખ્યા, પરિસ્થિતિ, તેનો દરજ્જો, ને રાજ્ય ચલાવવાની તેની યોગ્યતા, એ બધાનો વિચાર કરીએ. અને બીજી તરફ દેશના વિશાળ જનસમૂહ તરફ નજર કરીએ તો, એ બેનો મુકાબલો કરતાં, મારી તો પાકી ખાતરી થઈ છે કે આપણે જો મહાસભાની હિલચાલનું બળ ને તેની કિંમત, તથા છાપાંમાં તેમજ બીજે એ પક્ષના લોકોની લાગવગ, એ બેને વિષે ખોટો આંક બાંધીએ, અને દેશના મુખ્ય કારોબાર પરની આપણી પકડ જરા પણ ઢીલી કરીએ, તો આપણે મોટી ભૂલ કરીશું." હિંદને બે સામસામાં, કટ્ટર વિરોધી દળોમાં વહેંચી નાખવાની, ને વહેંચાયેલાં રાખવાની, શરૂઆત લૉર્ડ ડફરીને જ કરી. તેણે કહ્યું:

"પણ આપણા હિંદી જગતની સૌથી વધારે દેખાઈ આવે એવી વિશેષતા કદાચ એ ગણાય કે આ જગત બે વિશાળ કોમમાં વહેંચાઈ ગયેલું છે. એ બે કોમોની ધાર્મિક શ્રદ્ધા, તેમના ભૂતકાળના ઈતિહાસ, તેમનું સામાજિક સંગઠન, ને તેમના સ્વભાવનાં વહેણ, એમાં ઉત્તર અને દક્ષિણ ધ્રુવ જેટલું અંતર છે. એક તરફ ૧૯ કરોડ હિંદુઓ છે. તેઓ અનેક દેવદેવીઓને માને છે. તેમનાં મન્દિરો મૂર્તિઓ ને પ્રતિમાઓથી શણગારેલાં હોય છે. તેઓ ગાયને અવધ્ય માની તેની પૂજા કરે છે. તેમનામાં નાતજાતના ઝીણા ઝીણા ઘણા ભેદ છે. આ દેશમાં એક પછી એક જે વિજેતાઓ આવ્યા તેને એ લોકો તાબે થતા આવ્યા છે. બીજી તરફ ૫ કરોડની મુસલમાન પ્રજા (નેશન) છે. તે એક ઈશ્વરને માને છે. તેનામાં મૂર્તિભંજક ઝનૂન છે. તે જાનવરોની કુરબાની કરે છે. તેનામાં સામાજિક સમાનતા છે. દિલ્લીમાં પોતાની બાદશાહત હતી, ને પોતે હિમાલયથી કન્યાકુમારી સુધી એકચક્રવે રાજ્ય કરેલું, એ દિવસો તેઓ હંમેશાં યાદ કરે છે."

લૉર્ડ ડફરીને લખ્યાં છે એના કરતાં વધારે અર્ધસત્યો એક જ કંડિકામાં ખીચોખીચ ભરવાં મુશ્કેલ પડે. આપણા રાષ્ટ્રીય હિતને એ સારી પેઠે હાનિ કરે એવાં છે. પણ "મુસ્લીમ કોમના શિક્ષિત વર્ગના મુખ્ય માણસોમાંથી જે પ્રતિષ્ઠિત ને લાગવગવાળા માણસો દેશના જુદા જુદા ભાગમાં રહે છે, તેમની સાથે સંપર્ક સાધીને" એણે કેવું પ્રચારકાર્ય શરૂ કર્યું હતું તેનો ખ્યાલ એના આ લખાણ પરથી આપણને આવે છે. પોતાના એ કામથી એને સંતોષ થયેલો, તે પ્રગટ કરતાં લખે છે: "મુસલમાનોના મનમાં પણ સરકાર પ્રત્યે અગાઉ હતો એના કરતાં વધારે સદ્ભાવ પેદા કરી શકાયો છે એમાં શંકા નથી." મુસલમાનોમાં રાષ્ટ્રીય મહાસભા પ્રત્યે વિરોધની વૃત્તિ જગવવાના પ્રયત્નો કુનેહ અને ચાલાકીથી કરવામાં આવ્યા. વાયવ્ય સરહદના પ્રાન્તના લેફ્ટેનંટ–ગવર્નર સર ઑકલૅંડ કૉલવીને મિ. હ્યુમની સાથે મહાસભાને વિષે દલીલ કરેલી તેમાં એવો પણ ડર બતાવેલો કે મુસલમાનો કદાચ મહાસભાની સામે મોટી ચળવળ ઉઠાવશે. ખરેખર એમ બને એવી એમના મનની ઇચ્છા હતી, એમ કહેવું પણ વધારેપડતું નથી.

પણ મુસલમાનોમાં વિરોધી ચળવળ જાગેલી એ વિષે કશી શંકા નથી. સર સૈયદ અહમદખાન એના આગેવાન હતા. તેમનામાં કાર્યશક્તિ ને વેગ મોટા પ્રમાણમાં હતાં; પોતાના વિચારોને મક્કમપણે વળગી રહેવાની હિંમત હતી, ને તેને અમલમાં ઉતારવા જેટલું નિશ્ચયબળ હતું. સર સૈયદ અહમદખાન મહાપ્રતાપી પુરુષ હતા. મુસલમાનોના વિચારોમાં ક્રાન્તિ પેદા કરવી એને તેમણે પોતાનું જીવનકાર્ય માન્યું હતું. મુસલમાનોમાં પશ્ચિમી સભ્યતા, પશ્ચિમી કેળવણી, ને પશ્ચિમી વિજ્ઞાન દાખલ થાય એની સામે જૂના વિચારના લોકોનો જબરદસ્ત વિરોધ હતો. છતાં તેમણે પોતાનું કાર્ય ચાલુ રાખ્યું, અને તે એટલી કુશળતા ને ઝીણવટથી પાર પાડ્યું કે એનાં ધાર્યાં ફળ આવ્યાં. એ કામને માટે એમને એટલી બધી ધગશ હતી

કે એને લીધે કેટલીકવાર બહુ જ અતિશયોક્તિવાળાં વચનો પણ તેમનાથી કહેવાઈ જતાં. દાખલા તરીકે તેમણે ૧૮૬૯ ના અકટોબરની ૧૫મીએ લંડનથી લખેલા એક કાગળમાં કહેલું: "હું અંગ્રેજોની ખુશામત કરવા માગતો નથી. પણ હું ખરેખરું કહું છું કે હિંદના રહીશો ઊંચા હોય કે નીચા, મોટા વેપારી હોય કે નાના દુકાનદાર, એમનો કેળવણી, રીતભાત ને સચ્ચાઈની બાબતમાં અંગ્રેજો જોડે મુકાબલો કરીએ, તો એમ જ કહેવું પડે કે કોઇ ગંદું જાનવર કુશળ ને દેખાવડા માણસ આગળ જેવું દેખાય એના જેવી એ લોકોની સ્થિતિ અંગ્રેજો આગળ છે." પશ્ચિમનો વૈભવ, ત્યાંની સુખસગવડો, અંગ્રેજ સ્ત્રીઓને અપાતી સ્વતન્ત્રતા ને તેમની કેળવણી વગેરે જોઇને તેમની આંખો અંજાઈ ગયેલી, એમ સ્પષ્ટ દેખાય છે. વળી તેમણે લખેલું: "મેં જે કંઇ જોયું છે ને રોજેરોજ જોઇ રહ્યો છું તેનો કોઈ હિંદવાસીને તો સ્વપ્ને પણ ખ્યાલ ન આવે. મુસ્લીમ કોમની આંખો પર અલ્પસન્તોષ અને આપવડાઈની અંધારી બંધાયેલી છે, તે વિનાશક છે. તેઓ પોતાના પૂર્વજોની જૂની જૂની વાતો યાદ કરે છે, ને માને છે કે અમારા જેવું તો દુનિયામાં કોઈ છે જ નહીં. ઇજિપ્ત અને તુર્કીના મુસલમાનો રોજેરોજ સુધારામાં આગળ વધતા જાય છે. એ દેશોમાં ચાલે છે એ રીતે આમવર્ગની કેળવણી જ્યાં લગી આગળ ન ધપે, ત્યાં લગી હિંદનો રહીશ સુધરી શકવાનો નથી ને તેને કદી આદરમાન મળવાનાં નથી. જે લોકોએ હિંદની પરિસ્થિતિ ને તેની સભ્યતામાં સુધારો કરવાનો પાકો નિશ્ચય કર્યો છે તેમણે એટલું યાદ રાખવાની જરૂર છે કે એ કામ કરવાની એક જ રીત છે; ને તે એ કે તમામ કલાઓ ને વિજ્ઞાનોના પોતાની ભાષામાં તરજુમા કરાવવા." આ ઉદ્દેશ ધ્યાનમાં રાખીને તેઓ ઉત્તર હિન્દમાં ઠેરઠેર ફર્યા, ને પશ્ચિમી કેળવણી વિષે ઠેકઠેકાણે બહુ જ ધમશભેર ભાષણો આપ્યાં. છેવટે ૧૮૮૦ માં તેઓ અલીગઢમાં એમ. એ. ઓ. કોલેજ સ્થાપી શક્યા; ને પાછળથી

તેનો વિકાસ થઇને અલીગઢનું મુસ્લીમ વિશ્વવિદ્યાલય સ્થપાયું. તેને માટે તેઓ વિલાયતથી અધ્યાપકો લઈ આવ્યા; ને કૉલેજના વિદ્યાર્થીઓને પશ્ચિમના સંસ્કારનો ઓપ મળે ને તેમનાં મન પશ્ચિમની સભ્યતા તરફ ઝૂકે એ માટે તેમણે બનતો પૂરેપૂરો પ્રયત્ન કર્યો.

આમ એમણે મુસલમાનોમાં આ વિષયમાં સારું પરિવર્તન કરાવ્યું એ ખરું, પણ સાથેસાથે પ્રયત્નપૂર્વક તેમનામાં રાજ્ય પ્રત્યે વફાદારીની ભાવના પણ પેદા કરી. સર વૅલેન્ટાઇન શિરોલ કહે છે : "બ્રિટિશ અમલ પ્રત્યે વફાદારી એનો અર્થ એમણે એ જ માન્યો હતો કે તેઓ પોતે જે ઊંચા આદર્શોની ઉપાસના કરતા હતા ને જેનો ઉપદેશ તેમણે વિદ્યાર્થીઓને કર્યો હતો તે સર્વ આદર્શો પ્રત્યે વફાદારી...મુસ્લીમ હિંદમાં જે પ્રગતિશીલ વર્ગો હતા તેમના ઉપર સર સૈયદ અહમદના શિક્ષણનો પ્રભાવ એવો ભારે ને ઊંડો પડેલો હતો કે ૧૯૦૫માં ઑલ ઇન્ડિયા મુસ્લીમ લીગની સ્થાપના થઈ, તેની પાછળ લગભગ સ્પષ્ટ રીતે ઉદ્દેશ એ રખાયો કે હિન્દી રાષ્ટ્રીય મહાસભાએ જે ઊથલપાથલની પ્રવૃત્તિ શરૂ કરવા માંડી હતી તેનો વિરોધ કરવો." સર સૈયદ અહમદે પોતે ૧૮૮૮ના ડિસેંબરમાં મેજર-જનરલ ગ્રેહામને એક કાગળ લખેલો, તેમાં લખ્યું હતું કે "રાષ્ટ્રીય કહેવાતી કૉંગ્રેસની સામે મેં ભારે કામ ઉપાડયું છે, ને ઇંડિયન યુનાઇટેડ પેટ્રીઓટીક એસોસીએશન નામનું એક મંડળ સ્થાપ્યું છે. એનું કામ મારા બીજાં કામોના કરતાં મોટું છે."

આ મંડળના સભ્યો રાજાઓ ને જમીનદારો હતા. એમણે સરકારને અરજીઓ મોકલી. તેમાં એમ જણાવ્યું કે કૉંગ્રેસનાં જે ધ્યેય ને પ્રવૃત્તિઓ છે તેની સામે આ મંડળનો વિરોધ છે. કલકત્તામાં રાષ્ટ્રીય મહાસભાની બેઠક ભરાઇ તે જ વખતે સર સૈયદ અહમદે, મુસલમાનોનાં મન મહાસભાથી ઊલટી દિશાએ વાળવા સારુ, બીજી એક જગાએ મુસ્લીમ કેળવણી પરિષદની બેઠક ભરી. આ વિચાર-

વાળા લોકો ત્યારથી 'અલીગઢ પંથ'ના કહેવાય છે. મહાસભાનો વિરોધ કરવો ને બ્રિટિશ અમલને ટેકો આપવો, એ આ લોકોનું સૂત્ર થઈ પડ્યું. મહાસભા હિંદુઓની સંસ્થા છે એમ માનીને સર સૈયદ અહમદે એનો વિરોધ કરવાનું ઠરાવ્યું ન હોય એ બનવાજોગ છે. તેમને તો એવો ડર હતો કે મુસલમાનો મહાસભાના રાજકારણ જોડે જરા પણ સંબંધ રાખશે તો મેં પોતે જિંદગીભર કરેલું કામ ધૂળધાણી થઈ જશે. અલીગઢ પંથના વિચારોને અનુસરનારા લોકોનો ભેદનીતિ ચલાવવામાં સાધન તરીકે સારો ઉપયોગ થઇ શકે એવો છે, એમ અંગ્રેજોએ જોઈ લીધું. લોર્ડ મિન્ટો તો એટલે સુધી ગયા કે તેમણે ના. આગાખાનની આગેવાની નીચે એક પ્રતિનિધિમંડળ પોતાને મળવા આવે એવી ગોઠવણ કરી. એ 'હુકમસર ભજવેલી વસ્તુ' હતી, એમ મૌલાના મહમદઅલીએ જ કહ્યું છે. એ પ્રતિનિધિમંડળે વાઇસરૉયની આગળ નોખા કોમી પ્રતિનિધિત્વની માગણી આગ્રહપૂર્વક રજૂ કરી. સર વૅલેન્ટાઈન શિરોલ લખે છે:

"બંગાળના ભાગલાથી ઊભી થયેલી પરિસ્થિતિ વિષે મુસલમાનોનો મત હિંદુસ્તાન સરકાર આગળ રજૂ કરવા આગાખાનની આગેવાની નીચે જે પ્રતિષ્ઠિત પ્રતિનિધિમંડળ લૉર્ડ મિન્ટોને મળ્યું તેના મનમાં વૃત્તિ તો મહાસભાની ઉત્પાતકારક પ્રવૃત્તિઓનો વિરોધ કરવાની જ હતી. તેનો ઉદ્દેશ એ હતો કે રખેને હિંદુઓને એવી કંઇ રાજકીય છૂટછાટ આપી દેવામાં આવે જેનાથી હિંદુ બહુમતીનું જોર જામવા માટે રસ્તો ખુલ્લો થાય. એમ થાય તો બ્રિટિશ અમલની સ્થિરતા અને મુસલમાન લઘુમતીનું હિત એ બંનેને નુકસાન પહોંચે. મુસ્લીમ કોમની વફાદારી વિષે તો કંઈ શંકાને સ્થાન જ નહોતું. વળી, એ જ વૃત્તિથી પ્રેરાઇને, અને લૉર્ડ મિન્ટોએ આપેલું વચન આગળ ધરીને, આ મુસલમાનોએ એવો આગ્રહ કર્યો કે ૧૯૦૯ના રાજ્યબંધારણના કાયદામાં અમારા લાભ માટે કોમી પ્રતિનિધિત્વનો સિદ્ધાન્ત દાખલ કરવો જોઈએ. એમનો આ આગ્રહ સફળ પણ થયો."

મૌલાના મહમદઅલીએ ૧૯૨૩માં કોકનાડાના ભાષણમાં કહેલું કે આ આખો અંક વાઇસરૉયના હુકમથી જ ભજવવામાં આવેલો. એ

વર્ણન બહુ ખોટું નથી એનો બીજો પણ એક પુરાવો છે. લૉર્ડ મોરલીએ લૉર્ડ મિન્ટોને એક કાગળમાં લખેલું: "માત્ર હું તમને માનભેર એટલી યાદ દેવા ઇચ્છું છું કે મુસલમાનોના ખાસ હકોને વિષે અમારી તમે જે ભાષણ કરેલું તેને લીધે જ મુસલમાનોની આ ઉપાધિ શરૂ થઈ છે." આ તો લૉર્ડ મોરલીનો આડકતરો પુરાવો થયો. તે ઉપરાંત આ વિષયમાં કેટલોક સીધો પુરાવો પણ છે. એ મને મૌલાનાએ પોતે આપ્યો છે. આ પ્રતિનિધિમંડળ મોકલવાનો, તેમજ મુસલમાનો માટે જુદું પ્રતિનિધિત્વ માગવાનો, વિચાર અલીગઢમાં પેદા થયો નહોતો. તેનો જન્મ તો સિમલામાં થયો હતો. એ વખતે અલીગઢની મુસ્લીમ કૉલેજના પ્રિન્સીપાલ મિ. આર્ચબોલ્ડ કરીને એક અંગ્રેજ હતા. એ ગૃહસ્થ સિમલા અને અલીગઢને જોડનારી સાંકળરૂપ હતા. તે સિમલા ગયા; લૉર્ડ મિન્ટોને મળ્યા; ને ત્યાંથી પાછા ફર્યા બાદ તેમણે કૉલેજના ઑનરરી સેક્રેટરી નવાબ મોહસીન-ઉલ-મુલ્કને પ્રતિનિધિમંડળ લઈ જવા માટે તૈયાર કર્યા. ના. આગાખાન તરતમાં જ વિલાયત જવા માટે હિંદથી નીકળી ચૂક્યા હતા. તેઓ એડન પહોંચે તે પહેલાં જ નવાબ મોહસીન-ઉલ-મુલ્કે તેમને પાછા ફરવાનો તાર કર્યો, જેથી તેઓ વાઇસરૉય પાસે જનારા પ્રતિનિધિમંડળની આગેવાની લઇ શકે. તેઓ તરત જ મુંબઇ પાછા ફર્યા. એ આખી વાત હવે આપણને મિ. આર્ચબોલ્ડનાં પોતાનાં લખાણોમાં વર્ણવેલી જોવા મળે છે. લૉર્ડ મોરલીએ તો ફક્ત લૉર્ડ મિન્ટોનું ભાષણ જ વાંચેલું. પણ હિંદમાં પડદા પાછળ શો ખેલ ભજવાઇ રહ્યો હતો તેની એને કદાચ ખબર નહીં હોય.

જુવાન અબુલ કલામ આઝાદ હજિપ્તથી પાછા ફર્યા ત્યારે તેમણે દેશમાં આ વાતાવરણ જોયું.

આપણે પાછળ જોઈ ગયા કે મૌલાનાના પિતાશ્રીને ૧૮૫૭ના બળવામાં કડવા અનુભવો થયેલા, ને તેનાં દુઃખદ સ્મરણો તેમના મનમાં રહી ગયેલાં. એ દિવસોમાં વેરવૃત્તિએ માઝા મૂકી હતી; ને

મિત્ર તથા શત્રુ પ્રત્યે એક જ જાતની પશુતાભરી કડકાઈથી કામ લીધું હતું. એ દિવસોની વાતો પિતાએ પુત્રને કરી હોય એ સ્વાભાવિક છે. એ અનુભવને પરિણામે પિતાના મનમાં તો પશ્ચિમની એકેએક વસ્તુ સામે શત્રુતાનો ભાવ પેદા થયેલો. પણ પુત્રનું એવું નહોતું. સર સૈયદ અહમદખાને મુસલમાન કોમને વિદ્યા અને ધર્મશાસ્ત્રની જૂની ઘરેડમાંથી કાઢીને, તથા પશ્ચિમની કેળવણી ને પશ્ચિમનાં વિજ્ઞાનનો લાભ ઉઠાવવાનો ઉપદેશ આપીને કોમની ભારે સેવા કરેલી; એ વિષે તો અબુલ કલામના મનમાં જરાયે શંકા નહોતી. સાથેસાથે એક વાત જે એ દિવસોમાં બહુ જ ઓછા મુસલમાનોને દેખાયેલી તે વિષે પણ મૌલાનાની ખાતરી થઈ ગઈ હતી. તે એ કે સર સૈયદ અહમદે મુસલમાનોને કશી જ રાજકીય પ્રવૃત્તિમાં ઊતરતા રોકયા ને રાષ્ટ્રીય મહાસભાનો વિરોધ કર્યો, તેમાં તેઓ અજાણતાં જ બ્રિટિશ સામ્રાજ્યવાદનું હથિયાર થઈ પડ્યા હતા. એક તરફ તેમણે આખા દેશની રાજકીય જાગૃતિમાં અડચણ નાખી હતી; ને બીજી તરફ તેમણે મુસલમાનોને જે રસ્તે દોર્યા હતા તે રસ્તે જતાં એ કોમમાં સ્વમાન, ઉદારતા ને વિશાળ રાજકીય દૃષ્ટિ પેદા થવાને બદલે તેનામાં ગુલામી માનસ જ પેદા થાય એમ હતું.

૧૯૦૮ માં મૌલાનાની ઉંમર વીસ જ વરસની હતી. તે વખતે તેમના મનમાં ઝપાટાબંધ ફેરફાર થવા લાગ્યા. એમાંનો એક મોટો ફેરફાર તો હિંદની તે વેળાની રાજકીય પરિસ્થિતિને આભારી હતો, તેમનું રહેઠાણ બંગાળમાં હતું. એ પ્રાન્ત તે વેળા અસન્તોષથી ધૂંઆપૂંઆ થઈ રહેલો હતો, ને આખા પ્રાન્તમાં નવી રાજકીય જાગૃતિ ફેલાઈ હતી. મૌલાનાએ જોયું કે જગતની સમક્ષ હિંદુસ્તાનના બે જુદાજુદા, ને એકબીજાના વિરોધી એવા, ચિતાર રજૂ થઈ રહ્યા છે. એક બાજુ હિંદુઓ હતા. તેમનાં મનમાં નવી સ્વદેશભક્તિની ધગશ પેદા થઈ હતી. તેઓ આઝાદીનાં સ્વપ્ન સેવતા હતા. સરકાર ગમે તેટલું દમન કરે તોપણ તેઓ દબાઈ જાય એમ નહોતું. એ

વર્ગના યુવાનો સ્વદેશપ્રેમની વેદી પર અડગપણે દેહનાં બલિદાન આપી રહ્યા હતા. બીજી બાજુ મુસલમાનો હતા. તેમણે સર્વ પ્રકારની રાજકીય લડતથી અળગા રહેવાનો નિશ્ચય કર્યો હતો; અને જે સરકારે રાષ્ટ્રીય હિલચાલને કચડી નાખવાનો નિર્ધાર કર્યો હતો તેના હાથમાં તેઓ સ્વેચ્છાએ હથિયારરૂપ થઇ પડ્યા હતા. જે વેળાએ જુવાન હિંદ બ્રિટિશની તાબેદારીમાંથી નીકળી આઝાદ થવાની ઝુંબેશ ચલાવી રહ્યું હતું, તે વેળાએ મુસલમાનો સરકાર પ્રત્યે વફાદારીના સૂત્રને અનુસરતા હતા. આ બે દળો વચ્ચેનો ભેદ જોઈ જુવાન અબુલ કલામ તો હેબતાઇ જ ગયા. પોતાના સહધર્મીઓ આવો ખેદ જનક ભાગ ભજવે એ એમને અસહ્ય થઈ પડયું. પોતાની કોમના માનસમાં જે કોઇ રીતે પરિવર્તન કરાવી શકાય તે રીતે કરાવવાનો તેમણે પાકો નિશ્ચય કર્યો. એવું પરિવર્તન કરાવવું શી રીતે? એ પ્રશ્ન પર તેમણે વરસો સુધી વિચાર કર્યો. દહાડે દહાડે એમને બે વાતની દૃઢ પ્રતીતિ વધારે ને વધારે થવા લાગી. એક એ કે આ પરિવર્તન કરાવવા માટે સૌથી પહેલાં તો લોકોનાં મનમાં અલીગઢના સંપ્રદાયની નીતિ સામે બળવાની ભાવના પેદા કરવી જોઈએ. ને બીજું એ કે મુસલમાનોના ‘ મિત્ર ’ કહેવાતા અંગ્રેજોએ એ કોમના મનમાં અંગ્રેજી રાજ્ય પ્રત્યે વફાદારીની જે ભાવનાને પ્રયત્નપૂર્વક પોષી છે તેની જડ ઉખાડી નાખવી.

એટલે, થોડા વખતની તૈયારી પછી, તેમણે મુસ્લીમ કોમની સેવા માટે ‘ અલ હિલાલ ’ ( બીજનો ચન્દ્ર ) નામનું એક સાપ્તાહિક કાઢવાની જાહેરાત કરી. તેનો પહેલો અંક ૧૯૧૨ ની ૧લી જૂને પ્રગટ થયો. તે વેળા એમની ઉંમર ચોવીસ જ વરસની હતી, છતાં એટલી ઉંમરે પણ મુસ્લીમ જગતે એમને મૌલાના (એનો શબ્દાર્થ છે ‘ આપણા આગેવાન ’ ) તરીકે સ્વીકાર્યા હતા. ‘ અલ હિલાલ ’ ને આવકાર આપતાં મૌલાના મહમદઅલીએ એમના અંગ્રેજી સાપ્તાહિક ‘ કૉમરેડ ’ માં લખ્યું: “ આ સાપ્તાહિક પત્રની

શરૂઆત કરતા પહેલાં તેના વિદ્વાન તન્ત્રી મૌલાના અબુલ કલામ આઝાદે કેટલી જબરી મહેનત કરી હશે ને કેટલો બારે ખર્ચ ઉઠાવ્યો હશે એ અમે સારી પેઠે સમજી શકીએ છીએ. એ પત્રમાં ચિત્રો હંમેશાં આપવાનો નિશ્ચય જાહેર કરીને તેણે અખબારોની દુનિયામાં નવો ચીલો પાડ્યો છે. તેણે છાપવામાં તુર્કી ઢબનાં બીબાં વાપર્યાં છે તેને સાવ નવી વસ્તુ ન કહી શકાય એ ખરું. પણ ઉર્દૂ લિપિ છાપવાની જૂની રીતનો હવે આ જમાનામાં ઉપયોગ રહ્યો નથી, અને તે અતિશય અટપટી ને અગવડભરેલી તથા કંટાળો ઉપજાવે એવી છે, છતાં દેશનાં ઉર્દૂ છાપાં પર તેનો કાબુ એવો જામેલો છે કે તેમની પ્રગતિ અટકી પડી છે. એ જૂની ઢબ આ અખબારે છોડી છે, એ વસ્તુ આવકારને પાત્ર છે. સાહિત્ય અને વિજ્ઞાનને લગતી ચર્ચાઓ તથા મુસ્લીમ કેળવણીને લગતા વિષયોને માટે તેમાં હંમેશાં અલાયદી જગા રાખવામાં આવશે; અને તે ઉપરાંત તુર્કી, ઈરાન, મોરોક્કો, તથા એકંદરે ઈસ્લામી જગતની પરિસ્થિતિ વિષે હંમેશાં માહિતી આપવામાં આવશે." આ આવકારની નોંધમાં એ અખબારની નીતિ વિષે કશો ઉલ્લેખ કરવામાં નથી આવ્યો. પણ તેનું કારણ તો દેખીતું છે. 'કૉમરેડ' પત્રની નીતિ તે વખતે અલીગઢના સંપ્રદાયને ચીલે ચાલી રહી હતી. એટલે, ચાલુ પ્રવાહને રોકવાની મુરાદ રાખીને કામની શરૂઆત કરનાર કોઈ માણસ કે અખબાર તરફ 'કૉમરેડ'ની મીઠી નજર હોય એવી અપેક્ષા કેમ રાખી શકાય? પણ જુવાન મૌલાનાએ પરિણામની પરવા કર્યાં વિના, ને પોતાના કેટલાક દેશભાઈઓની અપ્રીતિ વહોરવાનું જોખમ ખેડીને પણ, પોતાનું અખબાર ચાલતું કર્યું; અને બીજે જ અઠવાડિયેથી તેનો ઉદ્દેશ ચોકસ શબ્દોમાં રજૂ કર્યો. આ અખબારની જૂની ફાઇલો હું મેળવી શક્યો નથી એનો મને ખેદ રહી ગયો છે. પણ મૌલાના સાહેબ મને કહે છે કે એના પહેલા જ અંકોએ મુસ્લીમ જગતમાં બૉંબગોળા જેવી અસર કરી; અને

'આપણી વિચારસરણીમાં કંઈ ધરમૂળનો દોષ તો નથી?' એ વિષે તેમને ગંભીરપણે વિચાર કરતા કરી મૂક્યા. સર સૈયદ અહમદે અજ્ઞાન અને ધાર્મિક ઝનૂનની સેના સામે જેહાદ ચલાવી તેમાં સફળતા મેળવી હતી. હવે આ જુવાન મૌલાનાએ રાજદ્વારી પીછેહઠ અને સંકુચિત કોમીવાદ સામે જેહાદ ચલાવવાનો નિશ્ચય કર્યો.

મુસલમાનોનાં મન મહાસભા પરથી આડાં વાળી લેવા માટે ઢાકામાં એક કેળવણી પરિષદ ભરવામાં આવી હતી. ત્યારપછી થોડા જ વખતમાં મુસ્લીમ લીગની સ્થાપના માટે પગલાં ભરવામાં આવ્યાં. તેમાં ચોકસ ઉદ્દેશ એ હતો કે બ્રિટિશ સરકાર પ્રત્યે વફાદારી કેળવવી; અને રાજદ્વારી જાગૃતિવાળા હિંદુઓને હાથે મુસલમાનોના હિત પર જે તરાપ વાગતી મુસલમાનોએ કલ્પેલી તેની સામે લડત ચલાવી મુસલમાનોના હિતનું રક્ષણ કરવું. મેં સાંભળ્યું છે કે અલીગઢ કૉલેજના મન્ત્રી નવાબ મુસ્તાક હુસેન, જેમણે મુસ્લીમ લીગની સ્થાપનામાં આગળપડતો ભાગ ભજવેલો, તેમણે તેમના પહેલા જ ભાષણમાં એમ જાહેર કરેલું કે ઇસ્લામની તલવાર બ્રિટિશ રાજ્યની તહેનાતમાં હંમેશાં હાજર રહેશે. મૌલાના અબુલ કલામે છેક શરૂઆતથી જ આ નીતિનો વિરોધ કરવાને કમર કસી હતી.

૬

## નજરકેદ

'અલ હિલાલ'ના જન્મ પછી થોડાં જ અઠવાડિયાંમાં તેનો પ્રભાવ લોકો પર કેટલો પડતો હતો તે દેખાઈ આવ્યું. છ મહિનાની અંદર તો તેની નકલોનો આંકડો અગિયાર હજાર પર પહોંચ્યો. એનું વાર્ષિક લવાજમ રૂા. ૧૨ હતું, ને વાચકો મોટે ભાગે મુસલમાન હતા, એ હકીકત લક્ષમાં લઈએ, તો આ આંકડો ખરેખર ઘણો મોટો ગણાય. બ્રિટિશ અમલ પ્રત્યે વફાદારી રાખનારાં ને સાંકડા વિચારો ધરાવનારાં મંડળોમાં ભારે ફફડાટ થઈ રહ્યો. એનો પુરાવો એ છે કે સાહેબજાદા આફતાબ અહમદ ખાન અને બીજાઓએ આ અખબારની સામે પ્રચાર શરૂ કર્યો; અને કલકત્તામાં તેની ખપત ઘટાડવામાં તેઓ અમુક અંશે સફળ પણ થયા. આનું એક દેખીતું કારણ તો એ હતું કે એ અખબારમાં જે શિષ્ટ ઉર્દૂ આવતી હતી તે પૂરી સમજી શકે એવા લોકો બંગાળમાં બહુ જ થોડા હતા. પણ યુક્ત પ્રાન્તમાં તો એનો પ્રભાવ એકધારો વધતો જ ગયો. લોકોમાં તે એટલું માનીતું થઈ પડયું કે એનો અભ્યાસ કરવા માટે ખાસ મંડળો રચાયાં. ત્યાં સંખ્યાબંધ લોકો ભેગા થતા, ને 'અલ હિલાલ'નો અંક વાંચી બતાવવામાં આવે તે સાંભળતા

'અલ હિલાલે' પોતાનું રાજદ્વારી ધ્યેય છાનું રાખ્યું નહીં, એટલું જ નહીં પણ સામાજિક અને ધાર્મિક બાબતોમાં સુદ્ધાં પોતાના વિચારો હિંમતભેર રજૂ કરવા માંડયા. હંમેશાં થાય છે એવા ગોવધ અંગેના ઝઘડામાંથી ૧૯૧૩માં અયોધ્યામાં રમખાણો થયાં. તે વેળાએ મૌલાના સાહેબે મુસલમાનોને કહ્યું કે "ગોવધ કરવાનો અમારો

હક છે એવો જે આગ્રહ તમે કરો છો તે કંઈ સુલેહશાન્તિને પોષક નથી." એમનો આ મત એ જમાનામાં એટલો બધો અવનવો હતો કે એમના પરમ મિત્ર હકીમ અજમલખાન પણ એમના પર છેડાઈ પડ્યા; ને તેમણે મૌલાના સાથે કડવો વાદવિવાદ ચલાવ્યો. છેક ૧૯૨૦માં ભલા હકીમ સાહેબે પોતાની ભૂલ જોઈ, મૌલાના આગળ તે કબૂલ કરી, અને એ વિષયમાં મૌલાના જેવા જ પૂરેપૂરા આગ્રહી બન્યા. તે વખતે મૌલાના સામે સખત વિરોધ અને ટીકા-નો મારો ચલાવનારાઓમાં મૌલાના મહમદઅલી પણ હતા. 'અલ હિલાલ'નો પ્રભાવ એકલા હિંદમાં જ નહીં પણ પરદેશમાં સુદ્ધાં પડવા લાગ્યો; અને પાછળથી યુરોપમાં જે બનાવો બનવા પામ્યા તે જોઈને મૌલાનાના તીખામાં તીખા ટીકાકારોની પણ ખાતરી થઈ કે મૌલાનાએ જે ધોરણ સ્વીકારેલું તેમાં ખરેખરું ડહાપણ રહેલું હતું. સર વૅલેન્ટાઈન શિરોલે એ વખતની પરિસ્થિતિનું વર્ણન ટૂંકામાં પોતાની ઢબે આપ્યું છે. એમાંથી એમના પોતાના શબ્દો અહીં ઉતારવા ઠીક પડશે:

"પણ હવે જુવાન મુસલમાનોની એક નવી પેઢી તૈયાર થઇ રહી હતી. એ લોકો સૈયદ અહમદને ઓળખતા નહોતા, અને તેમનો ઉપદેશ આ જમાનામાં કામ લાગે એવો નથી એમ માનતા હતા. તેઓ પોતાની પશ્ચિમી કેળવણીમાંથી સર સૈયદ અહમદના કરતાં જુદી જ જાતના પાઠ શીખ્યા હતા. હિંદુઓમાંના વધારે હોંશીલા માણસો જે પાઠ શીખેલા તેને મળતા આવે એવા જ પાઠ આ જુવાન મુસલમાનો શીખ્યા હતા; અને તેઓ સાવ અન્તિમ પ્રકારના હિંદી રાષ્ટ્રવાદના નવા ધર્મમાં હિંદુઓ સાથે ભાગ પડાવવા તૈયાર હતા. બીજા પણ કેટલાક સંજોગોને લીધે, કેવળ હિંદુસ્તાન સરકારના જ નહીં, પણ બ્રિટિશ સરકારના પણ સદ્ભાવ વિષેની મુસલમાન કોમની શ્રદ્ધા ઢીલી પડવા માંડી હતી. ૧૯૧૧ માં બંગાળના ભાગલા પાછા સંધાયા, અને પૂર્વ બંગાળનો મુસ્લીમ બહુમતીવાળો જે પ્રાન્ત લૉર્ડ કર્ઝનના અમલમાં નવો રચવામાં આવ્યો હતો તેને ફરી પાછો હિંદુ બહુમતીવાળા બંગાળ જોડે ભેળવી દેવામાં આવ્યો, ત્યારે છેક જૂનામાં જૂના

વિચારના મુસલમાનો પણ નિરાશ થયા ને છંછેડાયા. કૉન્સ્ટૅંટીનોપલમાં જે રાજકીય ક્રાન્તિ થયેલી તેને લીધે આગળ વધેલા વિચારવાળા મુસલમાનોને પ્રોત્સાહન મળ્યું હતું; અને દુનિયાના એકમાત્ર મુસલમાન રાજ્યમાં હવે જે રાષ્ટ્રવાદી તુર્ક નેતાઓ રાજ્ય કરતા હતા તેમની સાથે આ હિંદી મુસલમાનોએ સંપર્ક સાધ્યો હતો. એ તુર્કો પાસેથી તેઓ બ્રિટિશ રાજનીતિને નવી નજરે નિહાળતાં શીખ્યા. તેઓ એમ માનતા થયા હતા કે ઘણા મુસલમાન દેશોની પ્રજામાં પોતાના સ્વતન્ત્ર રાષ્ટ્રત્વની ભાવના ફરી જાગવા લાગી છે તેને લીધે ઈસ્લામમાં નવું જોમ અને ચેતન આવવાનો સંભવ છે; ને તેનાથી ડરીને બ્રિટન ખુદ ઈસ્લામ પ્રત્યે ઈરાદાપૂર્વક શત્રુભાવની નીતિ રાખે છે. ઇજિપ્ત પર બ્રિટને જમાવેલો કબજો, મૉરોક્કોની બાબતમાં ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે થયેલો કરાર, ઈરાનની બાબતમાં ઇંગ્લંડ અને રશિયા વચ્ચે થયેલો કરાર, અને છેવટે ટ્રિપોલી પર ઇટલીએ કરેલી ચડાઇ, એ બધા બનાવોનો તેઓ આ દૃષ્ટિએ વિચાર કરે છે. તેમને એમ લાગે છે કે ઈસ્લામની સાંસારિક સત્તાનો—અને જૂના મત પ્રમાણે એ સત્તાની સાથે અચૂક તેની ધાર્મિક સત્તાનો પણ—અન્ત આણવાને સારુ સર્વ ખ્રિસ્તી રાજ્યોએ ભેગાં મળીને એક યોજના ઘડેલી છે, ને તેનો જ અમલ ધીરેધીરે ચાલી રહ્યો છે. તેઓ એમ પણ માને છે કે જર્મનીએ પોતાના સ્વાર્થને સારુ આપેલા રક્ષણને લીધે ઑટોમન સામ્રાજ્ય અમુક વખતને માટે ઊગરી ગયું છે; એક તરફ એ સામ્રાજ્ય અને બીજી તરફ કૉન્સ્ટૅંટીનોપલમાં ચાલી રહેલાં યુરોપિયન રાજ્યોનાં સર્વભક્ષી ષડ્યન્ત્રો એ બેની વચ્ચે એકલું જર્મની જ ઊભેલું છે; યુરોપનાં પેલાં રાજ્યો તુર્કોને તાબે રહેલી ખ્રિસ્તી કોમોના લાભ માટે સુધારા માગે છે, તેને માટે દમદાટી દઈ રહ્યાં છે, ને એમ કરીને રાજ્યકર્તા મુસ્લીમ કોમના વર્ચસ્વ પર ઘા કરવાનો તેમનો પાકો નિશ્ચય છે; વળી અગાઉ યુરોપમાં સુલતાનના તાબાના જે મુલકો હતા તેમાંથી જે સ્વતન્ત્ર ખ્રિસ્તી રાજ્યો કોરી કાઢવામાં આવ્યાં છે તે રાજ્યોનું જોર આવા સુધારાથી વધવા પામે, અને એશિયા ખંડમાં આવેલા તુર્કોના તાબેદાર દેશોમાં પણ એવી ક્રિયાઓ ચાલુ થઇ જાય. તુર્કી એ 'ઈસ્લામની તલવાર' છે, અને તેની સામે યુરોપમાં મોટું કાવતરું જામેલું છે, એવો જે ખ્યાલ આ લોકોનાં મનમાં હતો તે ૧૯૧૨–૧૩ ના બાલકન વિગ્રહથી સાચો ઠરતો દેખાયો. હિંદના સર્વ વર્ગોના ને સર્વ પ્રકારના વિચારવાળા મુસલમાનોને પોતાના તુર્ક સહધર્મીઓ પ્રત્યે

સહાનુભૂતિ હોય એમાં નવાઇ નહોતી. આગળ વધેલા વિચારવાળા મુસલમાનોના નેતાઓ તો હિંદમાં ભેગાં થયેલાં ' રેડ ક્રેસંટ 'નાં નાણાં લઈને જાતે કૉન્સ્ટૅંટીનોપલ ગયા, અને તુર્કીના રાષ્ટ્રવાદીઓ સાથે નિકટના અંગત સમાગમમાં આવ્યા. એ રાષ્ટ્રવાદીઓ સુલતાનને નામે રાજ્ય કરતા હતા ખરા, પણ તેમને સત્તા તો ' કમિટી ઑફ યુનિયન ઍંડ પ્રોગ્રેસ ' નામના એક મંડળ તરફથી મળેલી હતી. આ સમય દરમ્યાન એ જ પક્ષ ઑલ ઈંડિયા મુસ્લીમ લીગને પોતાના હાથમાં લેવાની, તથા તેને હિંદી રાષ્ટ્રીય મહાસભાના આગળ વધેલા દળની હારમાં લઈ આવવાની, પેરવીમાં હતો; ને તેમાં તેને ઠીકઠીક સફળતા પણ મળી હતી. ”

મુસ્લીમ લીગની લંડન શાખાએ મુસલમાનોને હિંદુઓ સાથે ભળવાની વિનંતી કરી. વિલફ્રીડ બ્લંટ જેવા માણસોએ મુસલમાન મિત્રોને સંકુચિત કોમી નીતિ છોડી દેવાની, અને હિંદી રાષ્ટ્રીય મહાસભાનું જે રાજકીય ધ્યેય હતું તેને અપનાવી લેવાની, વિનંતી કરી. પણ મૌલાનાને મન વધારે મહત્ત્વ તો પરદેશી પરિસ્થિતિનું નહીં પણ હિન્દની પરિસ્થિતિનું હતું. એમને ' વફાદારી 'નો મન્ત્ર અકારો હતો; અને વિશાળ રાજદ્વારી કારણોસર તેનો વિરોધ કરવાનો નિશ્ચય તેમણે કરેલો. આમ જગતમાં બની રહેલા બનાવો તો મુસ્લીમ માનસમાં ફેરફાર થવાને માટે અનુકૂળ હતા; છતાં મુસલમાનો મહાસભાની સાથે ભળીને એક જ રાજદ્વારી ધ્યેયની સિદ્ધિના પ્રયત્નમાં જોડાય એની સામે મૌલાના મહમદઅલી જેવા માણસોનો સખત વિરોધ હતો. મુસ્લીમ લીગની લંડન શાખાની વિનંતી પર મૌલાના મહમદઅલીએ જે સખત ટીકા કરેલી તે પરથી તેમના માનસનો ખ્યાલ આવે છે. તેમણે લખેલું :

“ કેટલાક નબળા મગજના ને પોતાનાં બણગાં ફૂંકનારા લોકો કહેવા લાગ્યા છે કે સરકારે બંગાળના ભાગલા રદ કર્યા તેથી, અથવા તો ઇરાન અને તુર્કી આફતમાં છે એટલા માટે, મુસલમાનોએ મહાસભામાં જોડાવું જોઇએ. આ બેજવાબદાર બેવકૂફી જોઈને અમને તો કેવળ હસવું આવે છે. પણ ટ્રીપોલી ને ઈરાનના મુસલમાનો યુરોપિયનોના આક્રમણનો ભોગ થઈ

પડયા છે એટલા જ કારણસર હિંદુ અને મુસલમાનોએ ભેગા મળીને કામ કરવું જોઈએ, એમ જ્યારે ઑલ ઇંડિયા મુસ્લીમ લીગની લંડન શાખા જેવું મંડળ કહે છે, ત્યારે અમને પહેલી જ વાર ખબર પડે છે કે શાણા ને ઠરેલ માણસો પણ આડે રસ્તે દોરવાઈ શકે છે ને જુદા જુદા પ્રશ્નો વિષે પોતાના મનમાં ગોટાળો કરી મૂકે છે. પરદેશોમાં મુસલમાનોની જે સ્થિતિ હોય તેને હિંદના મુસલમાનોની સ્થિતિ જોડે શો સંબન્ધ છે ? કાં તો તેમનું હિત હિંદુઓના હિતનું ખરેખરું વિરોધી છે; અથવા તો તેઓ આટલો બધો કાળ ભારે રાજકીય હલકાઈ અને દંભનો ગુનો કરતા આવ્યા છે. હિંદની એ પરિસ્થિતિમાં કશો ફરક પડયો છે ખરો ?"

હિંદની પરિસ્થિતિમાં તો કશો ફરક પડયો નહોતો. ખરેખાત તો હિંદના મુસલમાનોની સંકુચિત દૃષ્ટિમાં ફરક થવાની જરૂર હતી. છેક હિંદી રાષ્ટ્રીય મહાસભાના જન્મકાળથી મુસલમાનોમાં જસ્ટીસ બદરૂદ્દીન તૈયબજી અને રહીમતુલ્લા સયાની જેવા સુશિક્ષિત ને અગ્રેસર માણસો એવા હતા જેમણે મહાસભામાં સામેલ થઈ કામ કરવાનો નિશ્ચય કર્યો હતો. શેખ રાજાહુસેને લખનૌમાં રહેતા સુન્ની મુસલમાનોના નેતા પાસેથી મહાસભાની તરફેણમાં ફતવો મેળવ્યો હતો; અને જાહેર રીતે એમ કહ્યું હતું કે "મહાસભાની સામે વિરોધ મુસલમાનોનો નથી પણ તેમના શેઠ જે સરકારી અમલદારો તેમનો છે."

પણ હવે એક અવાજ એવો નીકળ્યો જેનો પ્રભાવ મુસ્લીમ જગતમાં દેખાવા લાગ્યો. 'અલ હિલાલ' પ્રસિદ્ધ થયાને માંડ છ મહિના થયા હશે ત્યાં તો સહુ કેળવાયેલા મુસલમાનો જાગી ઊઠ્યા, ને તેમનામાં નવી રાજકીય ભાવના પેદા થવા પામી. અલીગઢ પંથનો આગેવાન વર્ગ, જેણે મુસલમાનોની રાજકીય પ્રગતિને રોકી હતી, અને બ્રિટિશ અમલ પ્રત્યેની અડગ વફાદારી એ જેનો મુખ્ય સિદ્ધાન્ત હતો, તે આ નવી રાજકીય જાગૃતિ આગળ સાવ લાચાર બની ગયો. સૈયદ વઝીર હસન (જે પાછળથી જસ્ટીસ સર વઝીર હસન થયા) તે વેળા મુસ્લીમ લીગના મંત્રી હતા. તેમણે શરૂઆતમાં તો 'અલ હિલાલ'નો વિરોધ કરેલો. પણ તેમણે જ્યારે નવી જાગૃતિ

જોઈ ત્યારે જમાનાની જરૂરિયાત અનુસાર લીગના રાજકીય ધ્યેયમાં ફેરફાર થવા દેવામાં તેમણે પણ સંમતિ આપી. ખાસ આ જ કામ માટે તેમણે હિંદમાં ઠેરઠેર પ્રવાસ કર્યો; ને કલકત્તા જઈ મૌલાના અબુલ કલામ સાથે લાંબી વાતચીતો કરી. તે પછી ૧૯૧૩ ના એપ્રીલમાં લખનૌમાં મુસ્લીમ લીગની બેઠક મળી તે વેળા લીગના બંધારણમાં સુધારો કરવામાં આવ્યો; અને 'બ્રિટિશ સરકાર પ્રત્યે વફાદારી, અને મુસલમાનોના હકની પ્રાપ્તિ' એ ધ્યેયને ઠેકાણે 'હિંદને માટે **अनुकूळ** સ્વરાજની પ્રાપ્તિ' એ શબ્દો મૂકવામાં આવ્યા. લીગને પહેલી જ વાર રાજદ્વારી ધ્યેય મળી ગયું.

મૌલાના અબુલ કલામને 'અનુકૂળ' શબ્દ ગમતો નહોતો. તેમણે તો ભાર દઈને કહેલું કે લીગના બંધારણમાં વફાદારીની જાહેરાતને સ્થાન ન હોવું જોઈએ. પણ મરહૂમ મૌલાના મહમદઅલીએ મૌલાના આઝાદનો વિરોધ કર્યો. વફાદારીની ફરજ વિષેના એમના શબ્દો આજે આપણા કાનને સાવ વિચિત્ર લાગે છે. તેમણે કહેલું: "મુસલમાન થવા માટે એક જ વાર કલમો પઢવો બસ છે. છતાં ધર્મિષ્ઠ મુસલમાન એટલેથી અટકતો નથી. તે રોજ કલમો પઢે છે, એટલું જ નહીં પણ દરેક પ્રસંગે કલમાને યાદ કરે છે. તે જ પ્રમાણે, આપણે બ્રિટિશ સરકારની વફાદાર પ્રજા છીએ એ સાચું; છતાં આપણે માત્ર વફાદાર બનીને સન્તોષ ન માનવો જોઇએ; ફરીફરી દરેક પ્રસંગે, ને જીવનની દરેક પ્રવૃત્તિમાં, એ વફાદારીનો પુનરુચ્ચાર કરવો જોઈએ."

હિંદી મુસ્લીમોની દુનિયામાં જે ફેરફાર ઝપાટાભેર થઈ રહ્યો હતો તેમાં પશ્ચિમના બનાવોનો પણ હિસ્સો હતો. પાછળ આપેલા અવતરણમાં સર વૅલેંટાઈન શિરોલે વર્ણવેલા બનાવો ચાલી રહ્યા હતા તેવામાં વિશ્વયુદ્ધ આવ્યું; અને તેમાં એવા બનાવો બન્યા કે મૌલાના મહમદઅલી જેવા માણસો પણ હાલી ઊઠ્યા. મૌલાના મહમદઅલીએ તો યુદ્ધ ચાલતું હતું તે દરમ્યાન કહેલું: "અમને સ્વરાજ

આપવામાં આવે તોપણ અમે નમ્રતાપૂર્વક સરકારને કહીશું કે એને માટે આ વખત નથી, ને હમણાં તો અમે એવી છૂટછાટ લેવાની આભારપૂર્વક ના પાડીશું. છૂટછાટો તો શાન્તિના કાળમાં મગાય છે ને સ્વીકારાય છે. અમે કંઈ રશિયન પોલ નથી. અમને કશી લાંચની જરૂર નથી ! ”

હવે તો એ જાણીતી વાત છે કે જે લેખમાં તેમણે વફાદારીની આ જાહેરાત કરેલી તે જ લેખને લીધે તેમની જામીનગીરી જપ્ત થઈ; તેને પરિણામે તેમનું અખબાર બંધ થઈ ગયું, અને તેમને તથા તેમના ભાઈ મૌલાના શૌકતઅલીને નજરકેદ મળી. મૌલાના આઝાદના અખબાર ‘ અલ હિલાલ ’ની યુદ્ધ દરમ્યાન પચીસ હજાર નકલો ખપતી હતી, ને તે હિંદના એકેએક ભાગમાં વંચાતું. એનો પ્રભાવ કેવો વધ્યે જતો હતો એનો પુરાવો આપનાર બે બનાવો અહીં નોંધવા ઠીક પડશે. મિ. ફીલ્બી કરીને ઇંડિયન સીવીલ સર્વીસ-નો એક અમલદાર મુલતાનમાં નોકરી પર હતો તે દરમ્યાન એને ‘ અલ હિલાલ ’ની બાબતમાં પંજાબ સરકારને રિપોર્ટ કરવાનું ખાસ કામ સોંપવામાં આવ્યું; કેમકે સીવીલ સર્વીસના અમલદારોના પરીક્ષક મંડળના મન્ત્રી તરીકે એને કલકત્તા જવાનું થયું હતું. એ માણસ તો ‘ અલ હિલાલ ’ની શૈલીથી એવો છક થઈ ગયો કે તે મૌલાનાને સલામ કરવા, ને જે સમર્થ રીતે તેઓ સંપાદનકાર્ય કરી રહ્યા હતા તેને માટે મુબારકબાદી આપવા, તેમની મુલાકાત માગીને મળવા ગયો. મૌલાનાના સમાગમને લીધે તેણે અરબીનો અભ્યાસ શરૂ કર્યો, ને મેસોપોટેમિયા ગયા બાદ ‘ ધી હાર્ટ ઑફ અરેબિયા ’ ( અરબસ્તાનનું હૃદય ) એ નામનું પુસ્તક લખ્યું.

બંગાળના ક્રાન્તિવાદી પક્ષ સાથે મૌલાનાને જે જૂનો સંબન્ધ હતો તેના તરફ સરકારી છૂપી પોલીસનું ધ્યાન ક્યારનું ખેંચાયું હતું. એ ખાતાનો વડો સર ચાર્લ્સ ક્લીવલેંડ મૌલાનાને સંડોવાય એવી સામગ્રી મળવાની ટાંપીને રાહ જોઈ રહ્યો હતો. છેક ૧૯૧૪ના

નવેંબરથી મૌલાનાને ખબર પડી ગઈ હતી કે એમના અખબારનું ને તેની સાથે એમનું પોતાનું ભાવિ ત્રાજવામાં તોળાઈ રહ્યું હતું. કેમકે એ વખતના યુક્ત પ્રાન્તના ગવર્નર સર જેમ્સ મેસ્ટનની સૂચનાથી અલાહાબાદના 'પાયોનિયર' પત્રે નવેંબરમાં 'કલકત્તામાં જર્મનોના પક્ષકાર' એ મથાળાવાળો અગ્રલેખ પ્રસિદ્ધ કર્યો હતો, તેમાં મૌલાના પર આરોપ મૂકયો હતો કે તેમનું વલણ જર્મનીના પક્ષમાં છે. એ અગ્રલેખ લાંબો છે; અને તે પરથી દીવા જેવું દેખાઈ આવે છે કે મૌલાનાના અખબાર પર કેવી બારીકાઈથી ચોકી રાખવામાં આવતી હતી. વાચકને એ અખબારનો પરિચય કરાવતાં 'પાયોનિયર' કહે છેઃ

"અલ હિલાલ એ કલકત્તામાં પ્રસિદ્ધ થતું એક ઉર્દૂ સચિત્ર સાપ્તાહિક છે. અબુલ કલામ નામના એક દિલ્હીના મુસલમાન તેનું સંપાદન કરે છે. આ પ્રાન્તના મુસલમાનોમાં તેનો ઘણો પ્રચાર છે, ને કદાચ હિંદના બીજા ભાગોમાં પણ હશે. યુદ્ધ ફાટી નીકળ્યું છે ત્યારથી એનું વલણ એટલું દેખીતું જર્મની તરફ ઝૂકેલું છે કે સરકાર તેનાં લખાણોને શી રીતે સાંખી શકી છે એ વાતનું એ પત્ર વાંચનારને આશ્ચર્ય થશે. એનું કારણ કદાચ એ હશે કે એ અખબાર ઉર્દૂમાં પ્રગટ થતું હોવાને કારણે ખુદ કલકત્તામાં એના તરફ ધ્યાન જતું નહીં હોય; અથવા જતું હશે તોયે નહીં જેવું. અને સંપાદકે પ્રકાશનના સ્થળ તરીકે કલકત્તાને પસંદ કર્યું તેમાં એક મુખ્ય કારણ આ હતું એ વિષે ભાગ્યે જ કંઈ શંકાને સ્થાન છે. બીજું કારણ કદાચ એ હશે કે એના ભૂંડામાં ભૂંડા લેખોની શૈલી અતિશય આલંકારિક છે; ને તેમાં ગર્ભિત કટાક્ષો, તિરસ્કારનાં વચનો, ને વક્રોક્તિઓ ભારોભાર ભરેલાં છે. પણ એ લખાણનું જ્યારે અંગ્રેજીમાં ભાષાન્તર કરવામાં આવે ત્યારે એ બધાં અલોપ થઇ જાય છે અથવા તો તેની અસર ઊડી જાય છે. અને ઘણા યુરોપિયન અમલદારો મૂળ ઉર્દૂમાં એ અખબાર વાંચતા હોય એ તો સંભવિત નથી."

તે પછી એ અખબારના અનેક લેખોમાંથી કેટલાક ઉતારા આપેલા છે. તેમાંથી એકબે અહીં આપી શકાયઃ

"આ યુદ્ધના ઇતિહાસમાં ઍંટવર્પના કિલ્લાને એટલી બધી ઐતિહાસિક ખ્યાતિ મળી છે કે એ કિલ્લાના દુર્દૈવે જેમ એને તજી દીધા તેમ હજુ લશ્કરી યુદ્ધશાસ્ત્રે તજી દીધા નથી; અને જેમ લીજ ને નામુરને વિષે બન્યું હતું તેમ આ કિલ્લાની રચનામાં અત્યાર સુધી કંઈ ખામી કે દૂષણ શોધી કાઢવામાં આવ્યાં નથી. એ કિલ્લા જિતાયા છે ખરા; પણ એમનું બળ ને એમની રક્ષણશક્તિ હજુ અખંડિત છે; અને એ કિલ્લાની ખોડો ને ખામીઓનાં પાર વિનાનાં ગાણાં ગાવાને બદલે, હવે ચડાઇ લાવનારાઓની શક્તિ વિષે કબૂલાત કરાઈ છે, અને સત્ય ને વાસ્તવિકતા તરફ પહેલી જ વાર ધ્યાન આપવાની મહેરબાની કરવામાં આવી છે. ઉપકાર છે ખુદાનો કે આ અભાગી ને જિતાયેલા કિલ્લાની ખામીઓ ખોળી કાઢવા પાછળ જે શક્તિનો છૂટે હાથે ઉપયોગ થતો હતો તેનો ઉપયોગ હવે, કંઈક અંશે, જર્મનોની અજબ ને અવનવી તોપોની શોધખોળ પાછળ થવા લાગ્યો છે, અને એમ નક્કી થયું છે કે આ બધાં અદ્‌ભુત પરિણામો જર્મનીને લીધે નથી પણ કિલ્લાના ભુરચા ઉડાવી દેનારી તેની તોપોને લીધે છે. એ તોપો ૩૭ સેંટીમીટરના વ્યાસની છે, ને ત્રીસ મણ વજનના ગોળા ફેંકે છે. (અહીં એક ફારસી અવતરણ આવે છે, તેનો અર્થ છે: 'આ નબળા ઘાસના તરણા પાસેથી અમે આવા કશાની આશા રાખી નહોતી.') હવે એમ જાહેર કરવામાં આવ્યું છે કે અંગ્રેજોએ ઍંટવર્પમાં મદદ તો પહોંચાડી હતી. એ મદદ ત્યાં ગઇ; ને તેને લીધે ત્યાંના નાસીપાસ થયેલા રહીશો બે રાત આશા ને આનન્દમાં ગાળી શક્યા હતા. અંગ્રેજ લશ્કરના આગમનને ઉત્સાહ અને સ્તુતિથી વધાવી લેવામાં આવ્યું હતું, ને દેવળોમાં આભારનાં ગાણાં ગાવામાં આવ્યાં હતાં. છતાં આ કીમતી મદદથી અભાગી બેલજિયમને કશો લાભ ન થયો; અને અંગ્રેજોના શૂરાતને ફ્રાન્સનાં મેદાનોમાં જે લશ્કરી શ્રેષ્ઠતા ને યુદ્ધની ચડિયાતી નિપુણતા ઘણીવાર બતાવી હતી તે બતાવવાની તક, અનેક અવળા અકસ્માતોને લીધે, તેને ન મળી. છતાં ઘણા ડહાપણપૂર્વક તેઓ પોતાના મોટા ભાગને વિનાશમાંથી બચાવી શક્યા, અને ઍંટવર્પ ને ઑસ્ટૅંડથી નાસી છૂટેલા લોકોની સાથે તેઓ આવી પહોંચ્યા.

હવે ખરી હકીકતો દીવા જેવી દેખાઈ છે. તે એ કે જર્મનીનાં આશ્ચર્યકારક બળ અને સાધન વિષે જે માહિતી આખી દુનિયાને વરસો

થયાં હતી તે લડાઇ પહેલાં હતી એટલી જ સાચી આજે પણ છે. જર્મની-એ આખું બેલજિયમ તાબે કર્યું છે, ને પારીસ સુધી આગેકૂચ કરી છે. તે રશિયનોની સામે રશિયામાં લડી રહ્યું છે, અને તેના દેશની હદમાં માઈલો સુધી આગળ વધી ગયું છે. આફ્રિકામાં આવેલી તેની વસાહતો હજુ પૂરેપૂરી જિતાઇ નથી; અને જપાનનો પ્રખ્યાત કાફલો પણ બે મહિના થયા છતાં હજુ કયાઉચાઉ સર કરી શક્યો નથી. બીજી બાજુ, જર્મનીનો એક તસુ જેટલો પણ મુલક તેના શત્રુઓના હાથમાં જવા પામ્યો નથી. પરિણામ એ આવ્યું છે કે જર્મનીના વિરોધીઓના દેશો બેલજિયમ, ફ્રાન્સ ને રશિયાના અમુક ભાગની પેઠે ખેદાનમેદાન થઈ ગયા છે; પણ ખુદ જર્મનીની ભૂમિ પર જરાયે લડાઈ થઈ નથી, અને તેથી તેની આન્તરિક શાન્તિ ને સુરક્ષિતતા અને તેનો સ્વદેશનો વેપાર ને તેની આર્થિક સ્થિતિ એ બધું જેવું પહેલાં હતું તેવું જ અકબંધ આજે પણ છે. એ લોકો પોતાનાં કારખાનાં લશ્કરી સરંજામ બનાવવા માટે વાપરે છે; તોપો બનાવે છે; અને એકીસાથે સો સબમરીનો તૈયાર થઈ રહી છે. આ ફરક પરથી યુદ્ધનાં અત્યારનાં પરિણામ દીવા જેવાં દેખાઈ આવે છે. ઍંટવર્પ અને ઓસ્ટેંડ જીતી લેવાથી લડાઇમાં જર્મનીની સ્થિતિ બહુ જબરદસ્ત ને વજનદાર બની છે, અને દરિયાની પાર રહેલા તેના શત્રુ દેશનો રસ્તો બંધ થઇ ગયો છે. આમ જર્મનીનું અડધું કામ તો પૂરું થઇ ગયું દેખાય છે. બેલ્જિયમ અને દરિયાકાંઠા તરફની તેની ચિન્તા ટળી ગઈ છે, ને તે નવેસર આગળ વધવાનું શરૂ કરશે. તેણે શેલ્ટ નદીમાં સુરંગો ગોઠવી છે, અને હવે ખાસ કરીને ઇંગ્લંડની ખાડીમાં પોતાનું જોર જમાવવાની ધારણા રાખશે. ”

આ ને બીજા ઉતારા પર ‘ પાયોનિયર ’ પત્રે કરેલી ટીકા અહીં ટૂંકામાં આપવા જેવી છે:

“ આ લીટીઓના લેખકનો દેખીતો ઇરાદો પોતાના સહધર્મીઓનાં મનમાં એવો ખ્યાલ પેદા કરવાનો છે કે જર્મની અજેય છે, અને બ્રિટિશ સામ્રાજ્યની શક્તિ તેના હુમલાનો સામનો કરવા માટે કશું કરી શક્તી નથી...અમે એટલું તો નિર્ભયપણે કહી શકીએ છીએ કે જે સરકાર એક બ્રિટિશ પ્રજાજનને બ્રિટિશ સૈનિકો ને નાવિકો સામે આવાં ઝેરીલાં વાગ્બાણ

પ્રગટ કરવા દે છે ને તેને રોકતી નથી, તે સરકાર કંઇ નહીં તો એટલો દાવો તો કરી જ શકે કે જર્મનીમાં જરાયે નથી એવી સહિષ્ણુતાની વૃત્તિ અમારામાં ભરેલી છે.”

ખરી હકીકતો ગમે તે હોય, પણ એટલું તો દેખીતું છે કે મૌલાના સાહેબની કલમ બહુ સમર્થ રીતે ચાલી રહી હતી, અને તેમના લેખોમાં જેવી માહિતી ખીચોખીચ ભરેલી આવતી તેવી તો વિલાયતનાં છાપાંમાં પણ જોવા મળતી નહીં. વળી પરિણામની પરવા કર્યા વિના મિત્રરાજ્યોને વિષે કડવી વાતો કહેવાની હિંમત તેમનામાં હતી. તેમણે જે કંઈ કહેલું ને લખેલું તે ‘પાયોનિયરે’ માનેલું એટલું બધું ભૂંડું નહોતું, એનો પુરાવો એ છે કે આ લેખ પ્રસિદ્ધ થયો ત્યારપછી દોઢ વરસ સુધી સરકારે ‘જર્મનીમાં નથી એવી સહિષ્ણુતાની વૃત્તિ’ બતાવી. તે પછી તેમના છાપાની જામીનગીરી જપ્ત કરવામાં આવી. છાપાના તન્ત્રીને પંજાબ, યુક્ત પ્રાન્ત, અને મદ્રાસની હદમાં પેસવાની મનાઇ કરવામાં આવી; અને ૧૯૧૫ ના એપ્રીલની ૭મીએ બંગાળની સરકારે તેમને પોતાના પ્રાન્તમાંથી હદપાર કર્યા. તેઓ તબિયતને કારણે રાંચી ગયા. ત્યાં હિંદુસ્તાન સરકારે તેમને નજરકેદ કર્યા, ને ૧૯૨૦ના આરંભ સુધી પૂરી રાખ્યા.

એ નજરકેદ દરમ્યાન પણ તેઓ મસ્જિદમાં જતા, ને ત્યાં દર શુક્રવારે ધાર્મિક પ્રવચન કરતા. તેમને પુસ્તકો રાખવાની છૂટ હતી; ને ‘તઝકિરા’ કરીને પોતાનાં સંસ્મરણોનું પુસ્તક તેમણે રાંચીમાં જ લખ્યું. કવિત્વના અલંકારથી ભરેલી શૈલીનો એ એક સર્વોત્તમ નમૂનો છે. પણ મેં સાંભળ્યું છે કે એમાં પોતાના જીવનવિષે કશી હકીકતો આપવા પાછળ તો બહુ જ થોડાં પાનાં રોકેલાં છે. કુરાને શરીફ પર જે મોટી ટીકા તેમણે લખી છે તેનો પણ અમુક ભાગ અહીં જ લખાવ્યો. પણ તેની વાત તો હજુ આગળ ઉપર કરીશું.

૭

# અસહકારનો જુવાળ

૧૯૧૯ થી ૧૯૨૧ સુધીનાં ત્રણ વરસનો ઇતિહાસ ઘણા લેખકોએ આપ્યો છે. પણ તેમાંયે પંડિત જવાહરલાલ નેહરુએ તેમની 'આત્મકથા'માં આપ્યો છે એવો આબેહૂબ ચિતાર ને તેમના જેવી ઉત્તમ શૈલી બીજા કોઇનામાં નથી. એ રોમાંચકારી કથા અહીં ફરીવાર આપવાનો પ્રયત્ન હું નહીં કરું. દેશના આઝાદીજંગમાં ગમે તેવો નાનો ને નજીવો ફાળો આપનાર દરેક હિન્દી એ દિવસોને ગર્વ ને આનન્દભેર યાદ કરે છે અને દરેક જણની પાસે પોતાની કહાણી કહેવા જેવી હશે. એ કહાણીઓ ભેગી કરીને તેમાંથી જ એક પુસ્તક સહેજે ભરી શકાય. એ વાતો ભલે ગમે તેટલી એક-સરખી હોય, છતાં તેથી વાચકને કંટાળો નહીં આવે; કેમકે વીર-રસથી ભરેલા એ નાટકમાં નાનાં બાળકોએ પણ પોતપોતાની નોખી રીતે કંઇક ને કંઇક ભાગ ભજવ્યો છે.

એ કથાને મૌલાના સાહેબની સાથે જેટલો સંબન્ધ છે એટલો જ એનો ભાગ હું અહીં આપીશ. ૧૯૨૦ માં નજરકેદમાંથી છૂટીને તેમણે જે દેખાવ જોયો તે જોવાની આશા તેમણે ભાગ્યે જ રાખી હશે. રોલેટ કાયદો પસાર થવાને લીધે ગાંધીજી, વરસ દહાડાની માંદગી ખંખેરી નાખીને, ઊભા થયા હતા; ને તેમણે જગતની ગર્વિષ્ઠમાં ગર્વિષ્ઠ સામ્રાજ્યસત્તાને સામી છાતીએ પડકાર આપ્યો હતો. એમની હાકલ સાંભળીને દેશનાં શહેરો, કસબા ને નાનાં ગામોની કચડાયેલી, કરમાયેલી, ગૂંગળાયેલી, ને કહો કે મરી ગયેલી, પ્રજામાં નવા પ્રાણનો સંચાર થયો હતો. લડત અહિંસક હોવાને લીધે અજ્ઞાન અને નિરક્ષર, ગરીબમાં ગરીબ અને માંદાં, એ સહુને કંઇક ને કંઇક કરી બતાવ-

વાનો અવકાશ મળ્યો હતો. પંજાબના કેટલાક ભાગમાં, બંધનમાંથી છૂટેલી આ શક્તિના જુવાળે માઝા મૂકી; અને અહિંસક લડતના ઉત્પાદકે મૂકેલી મર્યાદા તોડી નાખી. એનો સામનો એક અંગ્રેજ સેનાપતિએ કર્યો. તેણે સામ્રાજ્યને બચાવવા જે જંગલી હત્યાકાંડ ચલાવ્યો તેને સારામાં સારા અંગ્રેજોએ વખોડી કાઢ્યો, ને શરમથી માથાં નીચાં નમાવ્યાં એ સેનાપતિએ થોડાંક નિર્દોષ માણસોની કતલ કરી ખરી; પણ લોકોનાં હૈયાંમાં ત્રાસ ને થથરાટ ફેલાવવાની તેની જે ધારણા હતી તે તો સફળ ન થવા પામી. મૌલાના મહમદઅલીએ કહ્યું છેઃ "જે દીવાલ ત્રીસ વરસ પર કામચલાઉ હેતુ પાર પાડવાને સર સૈયદ અહમદખાને ઊભી કરેલી હતી તે સાવ તોડી પાડવાનું, અને ૧૯૧૯ માં અમૃતસરમાં ભરાયેલી મહાસભામાં હિંદુસ્તાનના રાષ્ટ્રત્વના ચોબદાર તરીકે અનાયાસે હિંદના મુસલમાનોને બોલાવવાનું, કામ જનરલ ડાયરને કરવાનું નિર્માયેલું હતું. એના સોલજરોએ હિંદુ મુસલમાન વચ્ચે કશો ભેદભાવ ન રાખ્યો; અને વિધાતાએ ચોકસ એવી જ રચના કરેલી હતી કે મુસલમાનો કરતાં પણ વધારે વફાદાર એવી કોમ —એટલે કે આપણા બહાદુર શીખ ભાઈઓ —પણ અમૃતસરના તેમના ધાર્મિક પાટનગરની પુણ્યભૂમિને હિંદુ-મુસલમાન શહીદોના લોહી સાથે ભળેલા પોતાના લોહીથી રંગે. એમાં ખુદાનો જ હાથ હતો."

પંજાબનો આ અન્યાય તાજો હતો ત્યાં ખિલાફતનો અન્યાય ઉમેરાયો. જે વખતે યુદ્ધમાં બ્રિટનને માટે કટોકટીની પળ હતી તે વખતે બ્રિટનના વડા પ્રધાન મિ. લૉઈડ જ્યૉર્જે હિંદના મુસલમાનોને વચન આપેલું કે તેમનાં જે તીર્થસ્થાનો છે તેને અખંડ અને અબાધિત રાખવામાં આવશે, ને તેના પર કોઈ ગેરમુસ્લીમ સત્તાની હકૂમત થવા દેવામાં નહીં આવે. એ વચન તોડવામાં આવ્યું. આ અસહ્ય અન્યાયની સામે થવા, ને બૂરામાં બૂરાં પરિણામ સહન કરવા, મુસલમાનોએ એકમતે નિશ્ચય કર્યો. હિંદના લોકોએ બ્રિટનને જર્મની

સામેના યુદ્ધમાં જીત મેળવવામાં મદદ કરવા માગ્યો. પૈસા ને સાધન-સામગ્રી અઢળક પ્રમાણમાં મોકલી આપ્યાં હતાં; તેમને સેવ્રેની સંધિ કાયદામાં કૃતઘ્નતાની પરિસીમા દેખાઇ. અને મુસલમાનો પરદેશોનાં રણાંગણ પર અંગ્રેજોની જોડે ઊભા રહીને પોતાના સહધર્મીઓ સામે લડ્યા હતા; તેમને ખિલાફતના અન્યાયમાં હડહડતો વચનભંગ દેખાયો. ને તે સાંખી લેવાનું અશક્ય લાગ્યું તેઓ પ્રતિનિધિમંડળ લઈને વાઈસરૉય પાસે ગયા; પ્રતિનિધિમંડળ લઈને ઇંગ્લંડ ગયા; અને વાટાઘાટની આ બધી રીતો અફળ ગઈ છે એમ તેમણે જોયું ત્યારે તેમણે ભેગા મળીને વિચાર કરી જોયો; અને રાષ્ટ્રના નેતા ગાંધીજીએ સૂચવેલો ઉપાય સ્વીકાર્યો. થોડા જ મહિના પર દેશમાં સવિનય ભંગનો પ્રયોગ અજમાવવામાં આવ્યો હતો, પણ દેશ તૈયાર ન હોવાથી તે એળે ગયો હતો. એના કરતાં અસહકાર એ વધારે ધ્યાન ખેંચે એવું, વધારે પ્રભાવશાળી, ને વધારે કુદરતી હથિયાર હતું. પણ અસહકારમાં અહિંસાની શરત અટળ ને અનિવાર્ય હતી. એટલે પ્રશ્ન એ વિચારવાનો આવ્યો કે અસહકાર અને અહિંસા એ વસ્તુઓનો ઇસ્લામના સિદ્ધાન્તો સાથે મેળ ખાય એવો છે ખરો?

એ જ વેળાએ મૌલાના અબુલ કલામ આઝાદ આ ક્ષેત્રમાં આગળ આવ્યા. તેમનામાં અગાધ વિદ્વત્તા, વકતૃત્વ ને સમજાવટની અજોડ શક્તિ, ને આધુનિક દૃષ્ટિનો જે સંયોગ હતો તે બીજા ઉલેમાઓમાં નહોતો; કેમકે એ બીજાઓ વિદ્વત્તામાં તો એમની બરોબરી કરે એવા હતા, પણ તેમણે પોતાની વિદ્યા બહાર નજર નાખી નહોતી. મૌલાના આઝાદ નજરકેદમાંથી ખરે અણીને વખતે છૂટ્યા હતા. મુસલમાન નેતાઓમાં તેઓ ઉંમરે સૌથી નાના હતા, છતાં બીજા કોઈ નેતા કરતાં તેમના તરફથી ગાંધીજીને સૌથી વધારે ટેકો મળ્યો. અસહકાર એ સાવ નવું હથિયાર હતું, અને અહિંસા સાચવીને એ હથિયાર વાપરવું અતિશય કઠણ છે, એમ એ નેતાઓને લાગ્યું હોવું જોઈએ. મુસ્લીમ નેતાઓમાં એ વખતે જે પ્રાથમિક

ચર્ચાઓ થઇ, ને જેને પરિણામે તેમણે છેવટે અસહકારનો સ્વીકાર કર્યો, તે ચર્ચાની વીગતો મને સંભળાવવા મેં મૌલાના સાહેબને વિનંતી કરી. તેમની યાદદાસ્ત બહુ તેજ છે, એટલે તેમણે એ વીગતો આપતાં કહ્યું :

“હું ગાંધીજીને પહેલવહેલો ૧૯૨૦ ના જાન્યુઆરીની ૧૮ મી તારીખે દિલ્લીમાં મળ્યો. વાઇસરૉય પાસે પ્રતિનિધિમંડળ લઈ જવા, ને તુર્કી વિષેની હિંદી મુસલમાનોની લાગણી સરકાર આગળ રજૂ કરવા, સહુ હિંદુ ને મુસલમાન નેતાઓ ત્યાં ભેગા થયા હતા. લોકમાન્ય તિલક પણ દિલ્લીમાં હતા. પ્રતિનિધિમંડળના સભ્ય તરીકે હું વાઇસરૉયને આપવાની અરજી પર સહી કરી ચૂકયો હતો. પણ વાઇસરૉયના મહેલમાં જવાની હા પાડતાં મારું મન માનતું નહોતું. મરહૂમ મૌલાના મહમદઅલી ને બીજા મિત્રોનો આગ્રહ હતો કે મારે પ્રતિનિધિમંડળમાં સામેલ થવું જ જોઈએ; પણ મને લાગતું હતું કે પ્રતિનિધિમંડળના જવાથી કશો અર્થ સરવાનો નથી.

“છતાં પ્રતિનિધિમંડળ વાઇસરૉય પાસે ગયું તો ખરું જ. તેમાંથી કશું ફળ નહીં નીપજે એવી જે ધારણા રખાયેલી તે સાચી પડી. વાઇસરૉયે માત્ર એટલી જ ખોળાધરી આપી કે જો લંડન પ્રતિનિધિમંડળ મોકલવાનું ઠરશે તો હિંદુસ્તાન સરકાર તેને માટે બધી સગવડ કરી આપશે. એટલે પછી એવો નિશ્ચય થયો કે મૌલાના મહમદઅલી પ્રતિનિધિમંડળ લઈને લંડન જાય. તેઓ તો જવાને તૈયાર હતા. પણ હવે બીજો સવાલ એ ઊઠયો કે મુસલમાનોએ આ પ્રતિનિધિમંડળ મોકલીને સન્તોષ માનવો, કે બીજું કંઈ વધારે કરવાનું રહે છે ખરું ? મારો મત એ હતો કે ભીખ માગવાની, અરજીઓ કરવાની, પ્રતિનિધિમંડળ લઈને જવાની વગેરે જે જૂની રીતો છે તેથી ઝાઝું કામ સરવાનું નથી; ને સરકાર પર દબાણ લાવવાનો કંઈક ઈલાજ શોધવાનો પ્રયત્ન કરવો જોઇએ. પણ ઘણાખરા લોકો

આ વિચારસરણીથી ભડકતા હતા. એમની પાસે અમલી કામની સૂચના કશી નહોતી; પણ કંઇ યોજના મૂર્ત રૂપમાં રજૂ થાય તો તેમાં દોષ બતાવવાને તેઓ તૈયાર હતા.

" મરહૂમ હકીમ અજમલખાનના દીવાનખાનામાં આ વિષયની ચર્ચા છ કલાક સુધી ચાલી, પણ કશું પરિણામ આવ્યું નહીં. ત્યારે ગાંધીજીએ એવી સૂચના કરી કે બે કે ત્રણની જણની એક પેટા-સમિતિ નીમવામાં આવે, ને તે ગાંધીજી સાથે ચર્ચા કરીને આ વિષયનો નિર્ણય કરે. એમનો નિર્ણય પછી મોટી સમિતિ આગળ મુકાય. પેટાસમિતિ માટે હકીમ સાહેબને અને મને પસંદ કરવામાં આવ્યા. અમે ગાંધીજીની સાથે મરહૂમ પ્રિન્સીપાલ રુદ્રને ઘેર ગયા, અને ત્રણ કલાક તેમની સાથે બેસી ચર્ચા કરી. અસહકારની કલ્પના ત્યાં પેદા થઇ. ગાંધીજીએ અમારી આગળ વીગતવાર કાર્યક્રમ રજૂ કર્યો. મને તો એકેએક વીગતમાં એમની સાથે સંમત થવામાં કશી મુસીબત ન પડી. મારા મનમાં તો સાવ સ્પષ્ટ રીતે સમજાઇ ગયું હતું કે આના કરતાં વધારે અસરકારક કે યોગ્ય કાર્યક્રમ અમલી કામને માટે બીજો છે જ નહીં.

" બીજે દિવસે પ્રતિનિધિમંડળના માણસો ફરી ભેગા થયા, અને ગાંધીજીએ પોતાની દરખાસ્ત તેમને સમજાવી. એમનાં મનમાં તો હજુયે આનાકાની થતી હતી. મરહૂમ મૌલાના અબદુલ બારી, મૌલાના મહમદઅલી ને મૌલાના શૌકતઅલી હજુ નિશ્ચય પર આવી શકતા નહોતા; ને તેમને વિચાર કરવા માટે વખત જોઇતો હતો. પણ મરહૂમ હકીમ સાહેબે મને પૂરેપૂરો ટેકો આપ્યો. એ અરસામાં મેરઠમાં ખિલાફત પરિષદ ચાલતી હતી. એટલે ગાંધીજી ને હું દિલ્લીથી મેરઠ ગયા; ને અસહકારનો કાર્યક્રમ લોકોની સમક્ષ પહેલવહેલો આ પરિષદમાં રજૂ કરવામાં આવ્યો. ત્યારપછી બીજી ખિલાફત પરિષદ ફેબ્રુઆરીની આખરે કલકત્તામાં મારા પ્રમુખપદ

નીચે ભરાઈ; અને મેં પ્રમુખ તરીકેના મારા ભાષણમાં એ જ કાર્યક્રમ મુસલમાનો આગળ સ્વીકાર માટે રજૂ કર્યો."

આ રીતે કલકત્તાની મહાસભાની ખાસ બેઠક અને નાગપુરની વાર્ષિક બેઠક માટે વાતાવરણ તૈયાર થયું; અને અસહકારનાં વિવિધ અંગો—ધારાસભાઓ, શાળાકૉલેજો ને અદાલતોના બહિષ્કાર—વિષેનો ઠરાવ ઘણી જ મોટી બહુમતીથી પસાર કરવામાં આવ્યો.

બાકીની વાત તો બહુ ટૂંકામાં કહી શકાય એવી છે. આખા દેશમાં ઠેરઠેર સભાઓ ભરાવા લાગી. તેમાં ગાંધીજી અને મૌલાના અબુલ કલામ આઝાદ ભાષણો આપતા. તે ઉપરાંત કોઈ પ્રાન્તમાં અલી ભાઈઓ, બીજા કોઈ પ્રાન્તમાં દેશબન્ધુ દાસ, તો ત્રીજામાં વળી પંડિત મોતીલાલજી અને જવાહરલાલ ભાષણો આપવા લાગ્યા. લોકોએ અજબ રીતે જવાબ આપ્યો. ગાંધીજી સમયપત્રક અનુસાર કામ ચલાવી રહ્યા હતા. તિલક સ્વરાજ ફાળા માટે એક કરોડ રૂપિયા અમુક તારીખ સુધીમાં ભેગા કરવા એવો નિશ્ચય થયો હતો; તે તારીખે રૂપિયા પૂરા ભરાઇ રહ્યા. છોકરાછોકરીઓએ શાળાકૉલેજો ખાલી કરી. સંખ્યાબંધ વકીલોએ વકીલાત છોડી; ને ઘણાએ તો જિંદગીને માટે તેને તિલાંજલિ આપી. પંડિત મોતીલાલજી ને જવાહરલાલજી, દેશબંધુ દાસ, સરદાર વલ્લભભાઈ પટેલ, બાબુ રાજેન્દ્રપ્રસાદ, અને રાજાજી વગેરે અનેક પ્રખ્યાત વકીલ બારિસ્ટરોએ મહિનાની હજારો રૂપિયાની આવક જતી કરી, અને દેશની સેવામાં જીવન સમર્પણ કર્યાં. સ્ત્રીઓ હજારોની સંખ્યામાં સભાઓમાં જતી થઈ; અને તેમણે ગાંધીજીના ભિક્ષાપાત્રમાં તેમની સંપત્તિ ને કીમતી ઘરેણાં ને ઝવેરાત ઠેરઠેર ઠાલવ્યાં.

મૌલાના આઝાદના અજોડ વક્તૃત્વને શ્રોતાઓ મન્ત્રમુગ્ધ થઇને સાંભળી રહેતા. સાધારણ સભાઓમાં તેમજ મુસ્લીમ ઉલેમાઓની ખાસ સભાઓમાં ભાષણો કરવાનાં ખાસ આગ્રહભર્યાં

નિમન્ત્રણો અપાતાં. લાહોરમાં ઉલેમાઓની એક ખાસ પરિષદ ભરાઈ, તેમાં દેશની બધી મહત્ત્વની જગાઓમાંથી હજાર ઉપરાંત ઉલેમા આવ્યા હતા. તેમણે મૌલાના અબુલ કલામ આઝાદને આખા હિંદને માટે ઈમામ—સૌથી મોટા ધર્મગુરુ—નીમવાનો ઠરાવ કર્યો. કોઈ પણ મુસ્લીમ વિદ્વાનને આથી મોટું માન મળી ન શકે; અથવા તો સત્તાવાળી જગાનો લોભ રાખનારને આના કરતાં અધિક આકર્ષક બીજું પદ ન મળી શકે. પણ મૌલાના સાહેબે આદરપૂર્વક એ પદ લેવાની ના પાડી. તેઓ જલદ વિચારો ધરાવતા હતા એ જાણવા છતાં, આ ઉલેમાઓએ—એમાં દેવબંદ અને લખનૌના અત્યંત રૂઢિચુસ્ત ઉલેમા પણ સામેલ હતા—તેમને આ માન સ્વીકારવાનો આગ્રહ કર્યો. પણ પછી થોડા જ વખતમાં મૌલાના સાહેબ ગિરફ્તાર થયા. એની વાત આવતા પ્રકરણમાં આવશે. ૧૯૨૩ માં તેઓ જેલમાંથી છૂટ્યા ત્યારપછી તેમને ફરી આગ્રહ કરવામાં આવ્યો. પણ તેમણે જમિયત-ઉલ-ઉલેમાની કાર્યવાહક સમિતિને સમજણ પાડી કે ગમે તેવા મોટા માણસને આખી કોમનો સૌથી મોટો ધર્મગુરુ નીમવામાં જોખમ રહેલું છે, ને તેને લીધે કદાચ મુસ્લીમ કોમની પ્રગતિમાં વિઘ્ન આવી પડવાનો સંભવ રહે છે. એટલે તેમણે એ ઉલેમાઓને આ વાતનો આગ્રહ ન કરવા વિનંતી કરી. એમની ત્યાગવૃત્તિનું એ એક ભારે દૃષ્ટાન્ત હતું; ને તેને લીધે ઉલેમાઓમાં એમની પ્રતિષ્ઠા અગાઉ હતી તેના કરતાં ઘણી વધી ગઈ.

## ૮

# બુલંદ એકરાર

૧૯૨૧ નાં છેલ્લાં અઠવાડિયાંમાં સરકારે ભારે ધાંધલ અને દોડધામ કરી મૂકી. એ આખા વરસ દરમ્યાન કાયદા અને સત્તાનો અનાદર સારી પેઠે થયો હતો. પણ અલી ભાઈઓ ને તેમની સાથે બીજા થોડાઓને રાજદ્રોહ તથા સિપાઈઓની વફાદારી ડગાવવાના ગુનાસર પકડવામાં આવ્યા ત્યારે તો એ અનાદર પરાકાષ્ઠાએ પહોંચ્યો. આન્ધ્ર પ્રાંતના વૉલટેર ગામમાં ગાંધીજી અને મૌલાના મહમદઅલી એક સભામાં ભાષણ આપવા જતા હતા ત્યાં જ મૌલાનાને ગિરફતાર કરવામાં આવ્યા. તે વેળા એમને શા કારણસર પકડવામાં આવ્યા એની ગાંધીજીને ખબર નહોતી. પણ એમની વિરોધની વાણી તરત જ આખા દેશમાં ગાજી ઊઠી: " મૌલાના મહમદઅલીને પૂરીને સરકારે ખિલાફતને પૂરી છે, કેમકે આજે જો ખિલાફતના સાચામાં સાચા પ્રતિનિધિ કોઈ હોય તો તે અલબત્ત આ બે ભાઈઓ છે...અલી ભાઈઓની હિંમતનું, તેમની શ્રદ્ધાનું, તેમની નીડરતાનું, તેમની નેકીનું, અને તેમના જાગ્રત ને અવિશ્રાન્ત ઉદ્યોગનું આપણે અનુકરણ કરવું ઘટે છે."

એકબે દિવસમાં મુંબઈના ગવર્નરે કાઢેલી યાદી બહાર પડી, તેમાં મૌલાના મહમદઅલી, તેમના ભાઈ મૌલાના શૌકતઅલી અને બીજા પાંચને ગિરફતાર કરવાનાં કારણો આપેલાં હતાં. કરાંચીમાં ભરાયેલી ખિલાફત પરિષદમાં એમણે એક ઠરાવ પસાર કરાવેલો, ને તેમ કરીને લશ્કરના સિપાઈઓની વફાદારી તોડાવવાનો પ્રયત્ન કરેલો એમ સરકારને લાગ્યું હતું; તેથી મુંબઈના ગવર્નરે જાહેર

કરેલું કે સરકાર મક્કમ છે, ને આવી કોઈ વસ્તુ હવે સાંખી લેવાની નથી. આ તો પ્રજા તરફથી બીજો પડકાર અપાવાનો પ્રસંગ થઈ પડ્યો. એ પડકાર સાવ સ્પષ્ટ ને અસંદિગ્ધ શબ્દોમાં ગાંધીજીએ ઉચ્ચાર્યો. તેમણે લખ્યું :

"ના. ગવર્નરે હિંદુસ્તાનના ઈતિહાસનો છેલ્લા બાર મહિનાનો ક્રમ જ નથી નિહાળ્યો એમ કહેવું પડે છે. તેમને ખબર નથી લાગતી કે રાષ્ટ્રીય મહાસભાએ ગયા વરસના સપ્ટેંબર માસથી, સેંટ્રલ ખિલાફત કમિટીએ તેથી અગાઉ, અને મેં પોતે તો એથી પણ અગાઉથી, લશ્કરી સિપાઈઓને વફાદારીથી ડગાવવાના પ્રયત્નો આદરી દીધા છે. કારણ આ સરકારની કોઈ પણ જાતની સેવા કરનાર તે સરકારને હાથે થતાં પાપોનો ભાગીદાર બને છે એમ લશ્કરમાંના સિપાઈને તેમજ બીજા દરેક ખાતાના નોકરોને ઉઘાડેછોગ કહેવાનો હિંદુસ્તાનને અધિકાર છે. એ વાત કરવાનો જશ કે અપજશ સૌથી પહેલો મારો જ છે, એ જણાવવાની હું રજા લઉં છું. કરાંચીમાં મળેલી ખિલાફત પરિષદે તો મહાસભાએ કરેલી વાતનો કેવળ ઈસ્લામની ભાષામાં અનુવાદ જ કર્યો કહેવાય...આવી સ્થિતિ વચ્ચે લેશ પણ માણસાઈ ધરાવનારો કયો હિંદી અગર તો પોતાના દીનનું સહેજ પણ અભિમાન ધરાવનારો કયો મુસલમાન અલી ભાઈઓના કરતાં જુદી ભાવનાને પોતાના હૈયામાં સ્થાન આપી શકે ?...અલી ભાઈઓના રાજદ્રોહને લગતો ના. ગવર્નરનો આરોપ, એ બિરાદરો પરના લશ્કરને ફિતુર કર્યાના આરોપ કરતાં સહેજ જ ઓછો અક્ષમ્ય છે, કારણ તેઓ નામદારને ખબર હોવી જોઈએ કે ચાલુ સરકાર સામે અપ્રીતિ ફેલાવવી એ તો મહાસભાનું બિરદ જ થઈ પડ્યું છે."
( નવજીવન, ૨-૧૦-૧૯૨૧ )

આ લેખ પ્રસિદ્ધ થયા પછી તરતમાં જ મહાસમિતિની બેઠક મળી, તેણે એક જાહેરનામું કાઢી તેમાં સરકારને બને તેટલાં બૂરામાં બૂરાં પગલાં લેવાનો પડકાર આપ્યો. તેના પર દેશના બધા જ જાણીતા નેતાઓએ સહી કરી. એ જાહેરનામામાં કહ્યું હતું :

"અમે નીચે સહી કરનારા અમારા દરેક જણના અંગત અભિપ્રાય તરીકે એવું જાહેર કરવા માગીએ છીએ કે સરકારનાં મુલકી ને લશ્કરી ખાતાંઓની નોકરીમાં ભરતી થવાના અગર તેની નોકરીમાં રહેવાના વાજબી

ગેરવાજબીપણા વિષે પોતાનો અભિપ્રાય સંપૂર્ણ સ્વતન્ત્રતાપૂર્વક જણાવવાનો દરેક હિંદીને કુદરતી હક છે. અમે નીચે સહી કરનારા એવો અભિપ્રાય જાહેર કરીએ છીએ કે જે રાજ્યતન્ત્રે હિંદુસ્તાનની આર્થિક, નૈતિક તેમજ રાજદ્વારી અવનતિ કરી છે, અને જેણે દાખલા તરીકે રોલેટ કાયદા સામેની લડત વેળાએ હિંદી સિપાઇઓનો ઉપયોગ હિંદની પ્રજાકીય આકાંક્ષાઓને કચડી નાંખવામાં અને જેમણે હિંદુસ્તાનનું કશું બૂરું નથી કર્યું એવા આરબો, મીસરવાસીઓ, તુર્કો તેમજ બીજી પ્રજાઓની સ્વતંત્રતાને કચડી નાખવાના કામમાં કર્યો છે, એવા રાજ્યતન્ત્રમાં કોઇ પણ હિંદીએ મુલકી અને ખાસ કરીને લશ્કરી સિપાઇ તરીકેની નોકરી કરવી એ હિંદના રાષ્ટ્રીય મોભાને ધક્કો પહોંચાડનારું છે. અમે એવા પણ અભિપ્રાયના છીએ કે દરેક હિંદી સિપાઇ અને મુલકી નોકરની એ ફરજ છે કે તેણે સરકાર જોડેનો પોતાનો સંબન્ધ છોડી દેવો, અને પોતાના ગુજરાનનું બીજું કંઇ પણ સાધન શોધી લેવું.”

આ જાહેરનામા પર સૌથી પહેલી સહી ગાંધીજીની, ને તે પછી બીજી જ સહી મૌલાના અબુલ કલામ આઝાદની, હતી. ત્યારપછી તો એ જાહેરનામું સેંકડો માણસોએ અગણિત સભાઓમાં વાંચી બતાવ્યું. છતાં વિચિત્ર વાત તો એ કે સરકારે તેની સામે કંઈ જ પગલાં ન ભર્યાં. મને એવો ખ્યાલ છે કે સરકાર તો આ જોઈને ડઘાઈ જ ગઈ; આખા દેશમાં આવો દાવાનળ ફાટી નીકળવાની તેણે જરાયે આશા કે તૈયારી નહોતી રાખી.

પણ ત્યારપછી તરત જ શાહજાદા—પ્રિન્સ ઓફ વેલ્સ—નું દેશમાં આગમન થયું. એને અંગેનાં સર્વ સ્વામતો, સરઘસો, મેળાવડા વગેરે તમામનો બહિષ્કાર કરવાનો ઠરાવ મહાસભાએ કર્યો. એમાં શાહજાદાનું માણસ તરીકે અપમાન કરવાનો ઈરાદો ન હતો; પણ એ મુલાકાતનો બહિષ્કાર કરવાનો મક્કમ નિર્ધાર તો હતો જ, ને તેનું કારણ એ હતું કે હિંદમાંના ‘પરમજુ’ બ્રિટિશ અમલની જાહેરાત કરવા માટે એ મુલાકાતનો ઉપયોગ કરી લેવાનો ઈરાદો સરકાર તરફથી રખાયો હતો. જે વખતે દેશમાં અસન્તોષનો જુવાળ

ચડયો હતો, ને કરોડો માણસો કાયમનો ભૂખમરો વેઠતાં હતાં, તે વખતે શાહજાદાનું સ્વાગત કરવામાં, ને તેને માટે રંગરાગથી ભરેલો પ્રવાસ અને રમતગમતના કાર્યક્રમો ગોઠવવામાં, કરોડો રૂપિયા ખરચવાનો કંઈ અર્થ નહોતો.

એ અત્યાચાર હતો, અપરાધ હતો, ને મહાસભાએ એનો બહિષ્કાર જાહેર કરી તેનો અને એટલો પૂરો અમલ કરવાની તૈયારી કરી. આ કામને માટે દરેક પ્રાન્તમાં સ્વયંસેવકો નોંધાવા માંડયા. એના જવાબમાં સરકારે બંગાળ, પંજાબ અને યુક્ત પ્રાન્તમાં જાહેરનામાં કાઢી આ સ્વયંસેવક દળોને ગેરકાયદેસર ઠરાવ્યાં, ને સ્વયંસેવકો નોંધવાના કામમાં ગુનો છે એમ જાહેર કર્યું. પ્રજાએ ઠેરઠેર આ પડકારને ઝીલી લીધો, ને છડેચોક જાહેરનામાંનો અનાદર કર્યો. સ્વયંસેવકો નોંધવા માંડયા, એટલું જ નહીં પણ તેમનાં નામ રોજેરોજ અખબારોમાં છાપવાં શરૂ કર્યાં. યુક્ત પ્રાન્તની યાદીમાં પંડિત મોતીલાલ નેહરુ અને પંડિત જવાહરલાલ નેહરુનાં નામ સૌથી મોખરે હતાં; અને બંગાળની યાદીમાં સૌથી પહેલાં નામ દેશબન્ધુ ચિત્તરંજન દાસ ને મૌલાના અબુલ કલામ આઝાદનાં હતાં. દેશબન્ધુએ પોતાના દેશભાઈઓને બુલંદ અવાજે હાકલ કરતાં કહ્યું: “મારાં કાંડાં પર હાથકડીઓનો ને મારા શરીર પર લોઢાની જંજીરોનો ભાર હું અનુભવી રહ્યો છું. એ પરાધીનતાની વેદના છે. આખું હિંદુસ્તાન એક વિશાળ કેદખાનું છે. મહાસભાનું કામ તો ચાલુ રહેવું જ જોઈએ. મને પકડે કે છૂટો રાખે એની શી પરવા છે? હું મરું કે જીવતો રહું તેની શી પરવા છે?” આખા દેશમાં જાણે એકાએક વીજળીનો સંચાર થઈ ગયો. અને મુંબઈએ બેહૂદાં તોફાન કરીને પોતાની આબરૂને બટ્ટો લગાડયો એ ખરું; પણ બીજાં શહેરોએ બહિષ્કાર બહુ શાન્તિથી પાર પાડયો. અલ્લાહાબાદ અને કલકત્તામાં સ્મશાનના જેવી શાન્તિ ને નિર્જનતા ફેલાઈ ગઈ; ને શાહજાદા જ્યાં જ્યાં ગયા ત્યાં ખોબા જેટલા સરકારી નોકરો સિવાય કોઈ એમને

આવકાર આપવા નીકળ્યું નહીં.

ત્યારપછી દેશમાં ઠેરઠેર સંખ્યાબંધ ધરપકડોનું એકસામટું સત્ર શરૂ થયું. દેશના ધુરંધર આગેવાનોને પકડી જેલમાં પૂરવામાં આવ્યા. યુક્ત પ્રાન્તમાં નેહરુ પિતાપુત્ર, પંજાબમાં લાલા લજપતરાય, કલકત્તામાં દેશબન્ધુ દાસ અને મૌલાના અબુલ કલામ આઝાદ, અને મહાસભાના હજારો સામાન્ય સેવકો ગૌરવભેર જેલમહેલમાં જઈને બેઠા. ડિસેંબર અને જાન્યુઆરીમાં મળીને ઓછામાં ઓછા ત્રીસ હજાર માણસોને પકડી તેમને જુદી જુદી મુદતની જેલની સજા કરવામાં આવી. તેમણે પોતાનો બચાવ કરવાની ના પાડી; ને અદાલતોમાં નિર્ભયતાથી છટાદાર ઢબે બયાનો વાંચી સંભળાવ્યાં; તેને લીધે હિંદમાંની બ્રિટિશ અદાલતો ને બ્રિટિશ ન્યાય બંનેનું ફારસ દેશમાં ઠેરઠેર ભજવાયું.

તે વરસે ડિસેંબર આખરે અમદાવાદમાં મહાસભાની જે બેઠક ભરાવાની હતી તેનું પ્રમુખપદ દેશબન્ધુ દાસ લેવાના હતા, ને મુસ્લીમ લીગની બેઠકનું મૌલાના અબુલ કલામ આઝાદ. બંને નેતાઓ એ ફરજ અદા કરવા અમદાવાદ જઈ શકે તે પહેલાં તો તેમને કારાગૃહમાં પૂરવામાં આવ્યા. એમના આનન્દનો તો પાર ન હતો. દેશબન્ધુ દાસનાં પત્ની શ્રીમતી વાસંતીદેવીએ ગાંધીજીને લાંબો કાગળ લખ્યો, તેમાં પતિના જેલનિવાસથી પોતાને થયેલા આનન્દનું વર્ણન કર્યું. મૌલાના આઝાદ પણ જેલ જતા પહેલાં ગાંધીજી માટે એક કાગળ લખીને મૂકતા ગયા, તેમાં તેમણે લખેલું: “આપના સાથીઓ ઠેરઠેર પકડાઈ રહ્યા છે, એટલે આપને મળતી માણસની મદદમાં રોજેરોજ તૂટ પડતી જાય છે. પણ બીજી બાજુ આપને મળતી ખુદાઈ મદદમાં વધારો થઈ રહ્યો છે. થોડા વખત પર મુંબઈમાં થયેલાં તોફાનોથી આપને ઘણું દર્દ થયું હતું; અને એ કારણે આપને એટલા બધા દુ:ખી ને બેચેન થયેલા જોઈ મને ઘણો રંજ થયો હતો. પણ ભૂતકાળની આપની દુઃખની લાગણીની જગાએ ફતેહનાં

મીઠાં ફળ આપની આગળ ધરવા માટે હવે કલકત્તા જાગૃત થયું છે." દેશબન્ધુ અને મૌલાના સાહેબ બંનેને કાચી જેલમાં રાખવામાં આવ્યા; ને એક યા બીજે બહાને તેમના પર મુકદ્દમો ત્રણ મહિના લગી સરકારે લંબાવ્યાં જ કર્યો. તે પછી મૌલાના સાહેબને એક વરસની કેદ આપવામાં આવી. પોતાને આટલી હળવી સજા કરવામાં આવી એ વાતનો એમને અફસોસ થયો. પણ સજા થતા પહેલાં તેમણે અદાલત આગળ જે એકરાર કર્યો તે સત્યાગ્રહી કેદીઓએ કરેલાં સર્વ નિવેદનોમાં જુદી જ ભાત પાડનારો ને અજોડ હતો. એ મૂળ તો મૌલાના સાહેબના શિષ્ટ ને સફાઈદાર ઉર્દૂમાં હતો, ને એનો જે અંગ્રેજી તરજુમો ગાંધીજીને મોકલાયેલો તેમાં મૂળની ખરી ખૂબી આવી શકે એમ નહોતું. એ અંગ્રેજી લખાણ ખીચોખીચ ટાઈપ કરેલાં ફૂલ્સકેપનાં ત્રીસ પાનાંથી પણ વધારે હતું. એને વધાવી લેતાં ગાંધીજીએ લખેલું કે "એ ખિલાફત અને રાષ્ટ્રવાદ વિષે મૌલાના સાહેબના વિચારો પ્રગટ કરનારો બુલંદ એકરાર" છે, ને "જનમ-ટીપની સજાને લાયક ગણાય એવું એ વક્તૃત્વ છે." તેમણે એમ પણ કહ્યું કે એ એકરાર લોકોને સરસ રાજકીય કેળવણી આપે એવો છે. આપણે પાછળ જોઈ ગયા તેમ મૌલાના સાહેબને શાળા કે કૉલેજમાં તો અંગ્રેજી કેળવણી મળી નહોતી, પણ તેમણે ઘેર બેઠે સ્વપ્રયત્ને એ કેળવણી લીધી હતી. તેમના આ એકરારમાં તેમનું વિશાળ ઐતિહાસિક જ્ઞાન, તેમની અણિયાળી દલીલો, ને માતૃભૂમિને કાજે કષ્ટ સહેવાનો તેમનો નિશ્ચય દેખાઈ આવે છે. આ પુસ્તક લખાતી વેળાએ એને વીસ વરસ થયાં, છતાં એ એકરારની તાજગી જરાયે ઓછી થઈ નથી. એટલે એમાંથી થોડાક ઉતારા અહીં આપવા અસ્થાને નહીં ગણાય.

સત્યની અડગ ઉપાસનાને ખાતર કષ્ટો વેઠનાર ને પ્રાણાર્પણ કરનાર જે સત્યાગ્રહીઓની લાંબી હારમાળા ઈસુ અને સૉક્રેટિસથી માંડીને ચાલી આવી છે તેમાં પોતાનું પણ સ્થાન છે એવો દાવો

ગર્વભેર કરતાં તેઓ કહે છે:

"કાયદાની અદાલતોના અન્યાયોની યાદી કરવા બેસતાં પાર-છેડો આવે એમ નથી; અને એવા અન્યાયોની તારીફ હજુ ઇતિહાસ પૂરેપૂરી ગાઈ રહ્યો નથી. એ યાદીમાં આપણે ઈસુ જેવા પુણ્ય પુરુષને જોઈએ છીએ. તેમને તેમના જમાનામાં એક પરદેશી અદાલત આગળ ઊભા રહેવું પડેલું, ને બૂરામાં બૂરા ગુનેગારની પેઠે સજા સ્વીકારવી પડેલી. એ યાદીમાં આપણે સોક્રેટિસને પણ જોઈએ છીએ. તેઓ પોતાના જમાનાના સૌથી અધિક સત્યવાદી પુરુષ હતા એટલા એક જ ગુનાસર તેમને ઝેરનો પ્યાલો પીવાની સજા કરવામાં આવી હતી. સત્યને ખાતર શહીદ બનનાર ફ્લૉરેન્સના શોધક ગેલીલિઓનું નામ પણ એ યાદીમાં આપણી નજરે પડે છે. પોતાનાં અવલોકનો ને સંશોધનો કાયદાએ સ્થાપેલી સત્તાની નજરમાં અપ-રાધરૂપ હતાં એટલા જ કારણસર એ ખોટાં છે એમ કબૂલ કરવાનું એમને કહેવામાં આવ્યું, પણ તેમ કરવાની તેમણે ધસીને ના પાડી હતી...આરોપીના પાંજરાના મહાન અને અર્થપૂર્ણ ઇતિહાસ પર હું ઊંડો વિચાર કરું છું, અને એ જમાએ ઊભા રહેવાનું માન મને આજે મળ્યું છે એમ જોઉં છું, ત્યારે મારો આત્મા અલ્લા પ્રત્યે આભારની લાગણીમાં ને તેની સ્તુતિમાં તરબોળ થઈ જાય છે."

પછી, લોકોમાં અન્યાય સામે પવિત્ર અસન્તોષની લાગણી પેદા કરવાની માણસની જે ફરજ છે, તેનું તટસ્થભાવે વિવેચન કરતાં કહે છે:

"જે પ્રજા પોતાની બેદરકારી ને આંતરિક નબળાઈઓને લીધે સડી રહી હોય તેના પર બળવાન વ્યક્તિઓ હંમેશાં પોતાનો કાબુ જમાવે છે. એના જેવી જ આજે હિંદની નોકરશાહીની સ્થિતિ છે. સ્વાભાવિક રીતે એવી શિરજોરી કરનારી સત્તાને કોઇ પણ પ્રકારની પ્રજાકીય જાગૃતિ, અથવા તો પ્રગતિ, સુધારા કે ન્યાય માટેની ચળવળો ગમતી જ નથી. એવી ચળવળથી એ સત્તાની શિરજોરી

દૂર થયા વિના રહેતી નથી; એટલે એ સત્તા સર્વ પ્રકારની ચળવળને કાયદેસર સત્તા સામે ગુનારૂપ જાહેર કરે છે, ને એમ કરીને તેને હણવા મથે છે. જેનાથી પોતાની અવનતિ થવાનો સંભવ હોય એવી હિલચાલોને કોઈ પણ સત્તા ચૂપચાપ તાબે થતી નથી. એ અવનતિથી આખરે સમાજમાં ન્યાય ગમે તેટલો સ્થપાવાનો હોય, તેની એ સત્તાને પરવા નથી. આવી પરિસ્થિતિ એ કેવળ એક જાતનો જીવન-સંગ્રામ હોય છે. તેમાં બંને પક્ષ પોતપોતાના સિદ્ધાન્તો માટે મરણિયા બનીને લડે છે. જાગેલી પ્રજા જેને પોતાનો જન્મસિદ્ધ હક માને છે તે મેળવવાની આકાંક્ષા રાખે છે; અને હકૂમત ચલાવતી શક્તિ પોતાની નિરંકુશ સત્તામાંથી એક તસુ પણ ડગતી નથી. કદાચ એવી એક દલીલ કરવામાં આવે કે આ બીજો પક્ષ પણ તેના પ્રતિપક્ષીના જેવો જ નિર્દોષ છે, ને તેનો જરાયે વાંક નથી; કેમકે તે કેવળ પોતાનો જીવ બચાવવાને જ લડત ચલાવતો રહેલો છે, અને એની હસ્તીને લીધે ન્યાયનો ઘાત થવા પામે છે એ તો એક સાવ આકસ્મિક યોગ છે. મનુષ્યનો સ્વભાવ ને તેનાં અવિભાજ્ય લક્ષણો એને વિષે જે સાચી સ્થિતિ હોય તેનો આપણે ઈનકાર કરી શકતા નથી. ભલાઈની પેઠે બૂરાઈ પણ આ જગતમાં જીવવા, ને પોતાની હસ્તીને માટે લડત ચલાવવા, ઈચ્છે છે. હિંદમાં પણ, સૌથી અધિક લાયક પક્ષની હસ્તીને માટે સંગ્રામ શરૂ થઈ ચૂક્યો છે. એટલે બેશક, અત્યારની પેઠે રચાયેલી સરકારની શિરજોરી સામે મોટામાં મોટો ગુનો એ ગણાય છે કે, ન્યાય અને સ્વતન્ત્રતાને નામે ઝુંબેશ ઉપાડીને, એ સરકારની અમર્યાદ સત્તાનો અન્ત આણે આવે એવી ચળવળ ચલાવવી. હું સાફસાફ કબૂલ કરું છું કે મેં આવી ચળવળ ચલાવવાનો અપરાધ કર્યો છે, એટલું જ નહીં પણ જે અગ્રેસરોની ટોળીએ પહેલવહેલું અમારી પ્રજાના દિલમાં એવી ચળવળનું બીજ રોપ્યું, ને આ પવિત્ર અસન્તોષને પોષવા ને વધારવા પાછળ જેમણે પોતાનાં આખાં જીવન સમર્પણ કર્યાં, તે

ટોળીમાંનો હું એક છું."

તે પછી, કોઈ પ્રજા પર પરદેશી સત્તાની શિરજોરી હોય તેમાં રહેલી બૂરાઈનું વર્ણન કરતાં કહે છે:

"હું તો એમ માનું છું કે આઝાદી એ માણસનો જન્મસિદ્ધ અને ખુદાએ આપેલો હક છે. ખુદાના ખિદમતગારોને પોતાના ગુલામ બનાવવાનો હક કોઈ પણ માણસને ને માણસોની બનેલી કોઈ પણ નોકરશાહીને નથી. 'તાબેદારી' ને 'ગુલામી'ને માટે ભલેને ગમે તેવાં રૂપાળાં નામો યોજવામાં આવે, તોપણ ગુલામી એ તો ગુલામી જ છે; અને તે ખુદાની ઇચ્છા ને ખુદાના સિદ્ધાન્તોથી વિરુદ્ધ છે. એટલે એની ધૂંસરીમાંથી મારા દેશને છોડાવવો એને હું મારી ચોખ્ખી ફરજ સમજું છું. 'સુધારા' અને 'ધીરે ધીરે સત્તા સોંપવા'ની વાતો એ કેવા શબ્દછળ છે એ જાણીતું છે. એવી ભ્રમણાઓથી મારી અસંદિગ્ધ ને અડગ શ્રદ્ધા જરાયે ચળવાની નથી, ને મારા મનમાં કશી ભ્રાન્તિઓ પેદા થવાની નથી. આઝાદી એ માણસનો જન્મસિદ્ધ ને પ્રાથમિક હક છે. તેથી તેની વહેંચણીમાં મર્યાદાઓ ઠરાવવાનો કે ભાગ પાડવાનો કોઈ પણ વ્યક્તિને કશો અધિકાર નથી. કોઈ પ્રજાને આસ્તે આસ્તે કરીને આઝાદી મળવી જોઈએ એમ કહેવું, એનો અર્થ તો એમ કહેવા બરાબર થયો કે માલિકને તેની મિલકત મેળવવાનો હક છે ખરો, પણ તે મિલકત તેને કકડે કકડે જ મળી શકે; અથવા તો લેણદારને તેનું લેણું હફતે હફતે જ મળી શકે...આપણી મિલકત ઝૂંટવીને બેઠેલો માણસ ગમે તેટલાં પરોપકારનાં કામ કરે, તોપણ પરાઈ મિલકત ઝૂટવી લેવાનું એનું કામ તો સાવ ગેરકાયદે ગણાતું ચાલુ જ રહેશે.

"બૂરાઈમાં સારી ને નરસી એવા વિભાગ પાડી ન શકાય. કેવળ ન્યાયને ખાતર બહુ બહુ તો એમાં ઓછાવત્તાના ભેદ પાડી તેની જુદીજુદી કક્ષાઓ બાંધી શકાય. દાખલા તરીકે અમુક લૂંટફાટ ઘણી ખરાબ ને અમુક લૂંટફાટ ઓછી ખરાબ, એમ કહી શકાય;

પણ અમુક લૂંટફાટ સારી ને અમુક લૂંટફાટ બૂરી, એમ કેણ કહી શકે? એટલે આવા અમલને તથા આવી શિરજોરીને વાજબી ઠરાવવા માટે હું તો કશું કારણુ જ કલ્પી નથી શકતો; કેમકે એ સ્વભાવથી જ નર્યો અન્યાય છે.''

તે પછી ખિલાફતને અર્થ આપેલે છે, અને તમામ મુસલમાનોની ફરજ વિષે વિવેચન કર્યું છે:

'' આવી મારી માણુસ તરીકેની તથા હિંદી તરીકેની ફરજ છે. મજહબી ફરમાનોએ પણુ મારે માથે એ જ ફરજ નાખેલી છે. હકીકતમાં, હું તો એમ માનું છું કે મારો મજહબ સાચો હોવાનો સૌથી મોટો પુરાવો એ છે કે તેનો અર્થ માણુસના હકોનું શિક્ષણુ એવો થાય છે. હું મુસલમાન છું, અને મુસલમાન હોવાને કારણે જ આ મારી મજહબી ફરજ થઈ પડેલી છે. જે રાજસત્તા કોઈ એક વ્યક્તિના હાથમાં હોય, કે ખોબા જેટલા પગારદાર અમલદારવર્ગના હાથમાં હોય, તે સત્તાને ઈસ્લામ કદી વાજબી ગણુતો નથી. ઈસ્લામ એ તો આઝાદી અને લોકશાસનનું, સંપૂર્ણુતાએ પહોંચેલું, તન્ત્ર છે. માનવજાતિના હાથમાંથી જે આઝાદી છીનવી લેવામાં આવી છે તે તેને પાછી મેળવી આપવાને ઈસ્લામ દુનિયામાં મોકલાયેલો છે. રાજાઓ, પરદેશી હકૂમતો, સ્વાર્થી ધર્માધિકારીઓ, અને સત્તાધારી વર્ગો એ સહુએ માણુસની આ આઝાદી ઝૂંટવી લીધી હતી. તેઓ મનમાં એમ માનીને ફુલાતાં હતાં કે સત્તા અને સંપત્તિનો કબજો એ માણુસનો મોટામાં મોટો હક છે. ઈસ્લામે દુનિયામાં દેખા દીધી તે પળે જ તેણે જાહેર કર્યું કે બળજબરી નહીં પણુ ન્યાય એ જ મોટામાં મોટો હક છે. અલ્લાનાં સરજેલાં ઈન્સાનને અર્ધા કે પૂરા ગુલામ બનાવવાનો હક અલ્લા સિવાય કોઈને નથી. માણુસમાત્ર સરખાં છે, અને તેમના સહુના મૂળભૂત હકો એકસરખા છે. જેનાં કામ સહુના કરતાં વધારે પુણ્યમય છે તે જ બીજાના કરતાં મોટો છે.

"ઈસ્લામના પેગંબર સાહેબે મુસલમાનોને આ સિદ્ધાન્ત ઉપદેશેલો છેઃ 'જે માણસ જુલમી રાજ્યકારભારની સામે થઈને પણ સત્ય જાહેર કરે, અને એ કામની સજા તરીકે જેની કતલ કરવામાં આવે, તે જ માણસનું મોત સારામાં સારું ગણાય.' ઈસ્લામનો ધર્મગ્રન્થ, કુરાને શરીફ, સાચા મુસલમાનનો મોટામાં મોટો ગુણ એ ગણાવે છે કે 'તેઓ અલ્લા સિવાય બીજા કોઈથી ડરતા નથી; અને તેઓ જે કોઈ વાતને સાચી માને છે તેને જાહેર રીતે કહી બતાવવામાં તેઓ કોઈ પણ સત્તાની પરવા કરતા નથી.' વળી કુરાને શરીફ મુસલમાનોનું રાષ્ટ્રીય લક્ષણ આ પ્રમાણે ગણાવે છેઃ 'તેઓ અલ્લાની ધરતી પર સત્યના સાક્ષી છે.' એટલે તેઓ જ્યાં સુધી મુસલમાન તરીકે કાયમ રહે ત્યાં સુધી તેમનાથી આ જાહેર પુરાવો આપ્યા વિના રહેવાય જ નહીં. હકીકતમાં એ ગ્રન્થે મુસલમાનોને સાક્ષી, એટલે કે સત્યનો પુરાવો આપનારા, તરીકે વર્ણવ્યા છે. પેગંબર સાહેબ જ્યારે કોઈની પાસેથ સદાચરણ કરવાનું વચન લેતા ત્યારે એવી પ્રતિજ્ઞામાં એક કલમ આ પ્રમાણે રહેતીઃ 'હું ગમે તે સ્થિતિમાં ને ગમે તે જગાએ હઈશ તોપણ હંમેશાં સત્ય જ બોલીશ.'

"મુસલમાનોને તેમની કોમના ઈતિહાસમાંથી સત્યભાષણનો એક બુલંદ પદાર્થપાઠ મળી રહે છે. એક આપખુદ રાજાએ હુકમ કરેલો કે એક બળવાખોર કેદીનું એકેએક અંગ છેદી નાખવું. એ કેદી સામે આરોપ એ હતો કે તેણે આ જાલિમના અન્યાય વિષે જાહેરમાં ભાષણ કરેલું. તે ખડકના જેવો અવિચળ ઊભો રહ્યો, પોતાના શરીર પર સજા ગુજરવા દીધી, ને એક પછી એક અંગ છેદાવા દીધાં. પણ જીભ ખેંચી કાઢવામાં આવી તે પળ સુધી તેણે એમ જ કહ્યા કર્યું કે આ આપખુદ રાજા જુલમી છે. એ બનાવ બાદશાહ અબ્દુલ મલીકના રાજ્યકાળનો છે. તેનું રાજ્ય સિરિયાથી સિંધ સુધી ફેલાયેલું હતું. એટલે, આ ભીષણ સજાને મુકાબલે, કોઇ

માણુસથી ૧૨૪ અ કલમ પ્રમાણેની સજાને કશું વજન આપી શકાય ખરું ? હું કબૂલ કરું છું કે મુસલમાનોની નૈતિક અવનતિ થઈ છે, ને તેમણે સાચું ઇસ્લામી જીવન તજી દીધું છે, તેને લીધે જ આ પતિત દશા પેદા થવા પામી છે.

"હું આ લીટીઓ લખી રહ્યો છું તે વેળાએ મારા મનમાં એ ભાન જાગૃત છે કે હિંદમાં હજુ એવા ઘણા મુસલમાન છે જેઓ પોતાની નબળાઈને લીધે આ જ જુલમી અમલને કુર્નીશ બજાવી રહ્યા છે. પણ ઇન્સાન અમુક સિદ્ધાન્તોના મર્મને અમલમાં ન ઉતારી શકે એટલા માટે કંઈ એ સિદ્ધાન્તોમાં રહેલું સત્ય ખોટું ઠરતું નથી.

"ઇસ્લામના સિદ્ધાન્તો તેના ધર્મગ્રન્થોમાં સચવાઈ રહેલા છે. મુસલમાનો આઝાદી જતી કરીને જિંદગીની મોજમજા ચાખે એવી છૂટ એ ગ્રન્થોએ ક્યાંયે આપેલી નથી. સાચા મુસલમાને કાં તો જાતે હોમાઇ જવું રહ્યું અથવા તો પોતાની આઝાદી ટકાવવી રહી; એના મજહબી ફરમાન મુજબ એને માટે એ સિવાય બીજો કોઈ રસ્તો ખુલ્લો રહેતો નથી આજે મુસલમાનો એવા દૃઢ નિશ્ચય પર આવ્યા છે કે પોતાના દેશને ગુલામીમાંથી છોડવવાના કામમાં તેઓ પોતાના હિંદુ, શીખ, પારસી ને ખ્રિસ્તી ભાઇઓની હારોહાર ઊભા રહીને પોતાનો પૂરેપૂરો ફાળો આપશે.

"ગયાં બાર વરસથી હું લાગલાગટ મારી કોમને અને મારા દેશને તેમના હક ને તેમની આઝાદી માગવાની તાલીમ આપી રહ્યો છું. આ વિષય પર બોલવાનું મેં શરૂ કર્યું ત્યારે મારી ઉંમર ફક્ત અઢાર વરસની હતી. મેં મારું તનમન એ કામને સમર્પણ કર્યું છે, અને મારા જીવનના સારામાં સારા ભાગનો—એટલે કે મારી આખી જુવાનીનો—ભોગ આ આદર્શ વિષેના મારા મોહને ખાતર આપ્યો છે. ચાર વરસ મેં નજરકેદ ભોગવી છે, પણ મારી નજર-

કેદમાંયે મેં મારું કામ આગળ ધપાવવાનું અને આ રાષ્ટ્રીય ધ્યેય તરફ જવા લોકોને હાકલ કરવાનું બંધ નથી કર્યું. એ મારું જીવનકાર્ય છે; અને હું જરાયે જીવતો રહું તો આ એક જ હેતુને સારુ જીવવાનું પસંદ કરું છું. કુરાનમાં પણ કહેલું છે. 'મારી પ્રાર્થના ને મારી તપસ્યા, મારું જીવન ને મારું મૃત્યુ, મારા સ્વામી—આ વિશ્વના નાથ—ને માટે છે.' હિંદમાં ઈસ્લામની પ્રવૃત્તિનું આ જે છેલ્લામાં છેલ્લું રૂપ છે તેમાં સૌથી આગળ પહેલ મેં કરી છે. એ પ્રવૃત્તિમાં આવેલા આ નવા પલટાએ હિંદી મુસલમાનોના રાજકીય ક્ષેત્રમાં જબરદસ્ત ક્રાન્તિ કરાવી છે, અને તેઓ આજે રાષ્ટ્રીય જાગૃતિના જે શિખર પર ઊભા છે ત્યાં તેમને ધીરે ધીરે પહોંચાડ્યા છે. ૧૯૧૨માં મેં એક ઉર્દૂ અખબાર—'અલ હિલાલ'—કાઢ્યું હતું, તે આ હિલચાલનું મુખપત્ર હતું. એ પ્રગટ કરવાનો ઉદ્દેશ મુખ્યત્વે મેં ઉપર જણાવ્યો તે જ હતો. તેણે એ ત્રણ વરસમાં હિંદી મુસલમાનોના ધાર્મિક ને રાજકીય જીવનમાં ખરેખાત નવું જ વાતાવરણ પેદા કર્યું હતું......

"આઝાદી ને ન્યાયના આ જંગમાં મેં અહિંસાત્મક અસહકારનો રસ્તો સ્વીકાર્યો છે. અમારી સામે એક એવી સત્તા ઊભેલી છે જે જુલમ, અત્યાચાર ને ખુનામરકીની પૂરેપૂરી સામગ્રીથી સજ્જ છે. પણ અમારો આધાર ને ભરોસો, અલ્લાથી બીજે નંબરે, અમે કુરબાની આપવાની અમારી અમર્યાદ શક્તિ ને અમારી અવિચળ હિંમત પર જ રાખીએ છીએ.

"શસ્ત્રબળની સામે શસ્ત્રબળથી વિરોધ કદી ન જ કરવો જોઈએ એવું મહાત્મા ગાંધી માને છે, પણ હું નથી માનતો. હું તો એમ માનું છું કે ઈસ્લામ જે સંજોગોમાં હિંસાના પ્રયોગ કરવાની પરવાનગી આપે છે તે સંજોગોમાં હિંસાની સામે કરેલા હિંસાના એવા પ્રયોગનો અલ્લાના કુદરતી કાનૂનની સાથે પૂરેપૂરો મેળ ખાય છે. છતાં સાથેસાથે, હિંદની આઝાદી ને અત્યારની લડત પૂરતો, હું

મહાત્મા ગાંધીની દલીલો સાથે પૂરેપૂરો સંમત છું; ને મને તેમની સત્યનિષ્ઠા વિષે પૂરેપૂરો વિશ્વાસ છે. મારી પાકી ખાતરી છે કે હિંદ શસ્ત્રબળ વડે ફતેહ મેળવી શકે એમ નથી, તેમજ એ રસ્તો લેવો એને માટે લાજમ પણ નથી. હિંદ તો અહિંસક લડત દ્વારા જ ફતેહ મેળવી શકે એમ છે; અને હિંદની ફતેહ એ નીતિબળના વિજયનો એક યાદગાર દાખલો થઈ પડશે."

ઇસ્લામમાં લોકશાસનની કલ્પના વિષે આ એકરારમાં આટલી સ્પષ્ટતાથી પ્રગટ કરેલા મૌલાના સાહેબના વિચાર ખાસ ધ્યાનમાં રાખવા જેવા છે. બીજી તરફ મુસ્લીમ કોમના આજના કેટલાક આગેવાનો કહે છે કે લોકશાસન એ ઇસ્લામના સ્વભાવને સદે એવી વસ્તુ નથી. એ બે કથનો વચ્ચેનો ભેદ જોવા ને સમજવા જેવો છે. મૌલાના સાહેબ કહે છે કે "કોઈ ઇસ્લામી સરકારમાં પણ જો પ્રજાની ઇચ્છા ને તેના મતાધિકારને પૂરેપૂરો અવકાશ ન અપાતો હોય, તો નૈતિક દૃષ્ટિએ એ સરકારની આણ સ્વીકારવાની ના પાડવી એને ઇસ્લામે મુસલમાનોની ફરજ ગણાવેલી છે." તે જ પ્રમાણે એ એકરારમાં એમ પણ કહેલું છે કે અઢાર વરસની વયે તેમણે માતૃભૂમિની સેવાને જીવન અર્પણ કરેલું, ને તે અર્પણ હજી પણ ચાલુ છે.

૯

# ઓસરતાં પાણી

એ ખરેખરા ભવ્ય દિવસો હતા. હિંદુ તેમજ મુસલમાન બંને સમજ્યા હતા કે જલિયાંવાલા બાગની પુણ્યભૂમિ પર હિંદુ, મુસલમાન અને શીખનાં લોહી સાથે વહ્યાં હતાં, તેને લીધે તેઓ એકબીજાના સગા ભાઈ બન્યા હતા, તેમને સ્વરાજના સૈનિક તરીકેની દીક્ષા મળી હતી, અને ઈશ્વરે તેમના પર કૃપા કરીને તેમને આશા ને એકતાનો નવો સંદેશો આપ્યો હતો. ગાંધીજી એ વરસે આખા દેશને ખૂણેખાંચરે ફરી વળ્યા. તેમની સાથે ક્યારેક અલી ભાઈઓ, ક્યારેક મૌલાના અબુલ કલામ આઝાદ, તો ક્યારેક બીજા કોઈ મુસ્લીમ આગેવાનો હંમેશાં હોય જ. તેને લીધે રાજકાજના પ્રશ્નો પ્રત્યેની મુસ્લીમ જનતાની ઉદાસીનતા ઊડી ગઈ. હિંદુ મુસલમાન એકબીજાની સેવા તથા એકબીજા માટે આપભોગનાં નાનાં નાનાં કામો કરવામાં એકબીજાની હરીફાઈ કરવા લાગ્યા; અને કોમી ઐકયની જે ભાવના તેમનાં મનમાં ઊભરાતી હતી તેનાં અદ્ભુત પ્રદર્શન થવા લાગ્યાં. રૂઢિને અનુસરનારા જે હિંદુઓએ પોતાનાં ભોજનગૃહોમાં અગાઉ સગાંવહાલાં સિવાય બીજા કોઈને કદી પ્રવેશ આપ્યો નહોતો તેમણે પૂજનીય એવા મુસ્લીમ નેતાઓને ખુલ્લા દિલથી આવકાર આપ્યો, ને પોતાનાં ઘરોમાં હિંદુ નેતાઓની જોડાજોડ જમવાને તેમને નિમન્ત્રણો આપ્યાં. પડદામાં રહેનારી જે મુસ્લીમ મહિલાઓ કદી જાહેર સભામાં ન જાય, ને કોઈ પુરુષ નેતા સભામાં ભાષણ કરે એ તો સાંખી જ ન શકે, તે હવે મોટી મોટી સભાઓમાં આવવા, ને ગાંધીજીને ભાષણ આપવા બોલાવવા, લાગી. આવી સભાઓમાં સામાન્ય રીતે પુરુષોને તો આવવાની મનાઈ હોય.

એટલે મૌલાના શૌકતઅલી, મૌલાના મહમદઅલી ને બીજા મુસ્લીમ નેતાઓ આંખે પાટા બાંધીને ત્યાં જતા, એ આ દિવસોનો એક બહુ જ યાદગાર દેખાવ હતો; ને જેમણે તે જોયો હશે તેઓ તો તે કદી નહીં ભૂલી શકે. તેઓ કહેતા કે 'ગાંધીજી તો વિશુદ્ધ પુરુષ છે; તેમને ગમે ત્યાં જવાનો અધિકાર છે. ગાંધીજીને તો સ્ત્રીમાત્ર બહેન કે દીકરી સમાન છે. એટલે તેમને સ્ત્રીઓને સભામાં બોલાવતાં તો મુસ્લીમ બહેનો પણ આનાકાની નહીં કરે. પણ બીજાઓની, ને અમારી પણ, સ્થિતિ જુદી છે. અમે સામાન્ય, ને ભૂલને પાત્ર, એવા માનવી છીએ. એટલે અમે તો આ બહેનોની સભામાં આંખે પાટા બાંધીને જઈએ એ જ યોગ્ય છે.' એ વસ્તુની પરાકાષ્ઠા તો ત્યારે આવી જ્યારે હિંદમાં ઠેરઠેર મુસલમાનોએ ગોમાંસ ખાવાનું છોડયું, એટલું જ નહીં પણ ઈદના તહેવારને દિવસે ગાયની કુરબાની પણ બંધ કરી. ગાંધીજીએ જાહેર સભાઓમાં અને પોતાનાં ઘણાં લખાણોમાં કહ્યું હતું: "કશા બદલા કે ઈનામની આશા રાખ્યા વિના આપણા મુસલમાન ભાઈઓને તેમની ખિલાફતરૂપી ગાયની રક્ષા કરવામાં મદદ આપવી એ આપણી પવિત્ર ફરજ છે. આપણી ગાયની રક્ષા તો આપોઆપ થશે. એ બાબતમાં મુસલમાનો પોતાની ફરજનો વિચાર કરશે એવી અપેક્ષા રાખી શકાય." એમના એ શબ્દો લોકોનાં હૃદયમાં સોંસરા ઊતરી ગયા; એટલું જ નહીં પણ કેટલાયે મુસ્લીમ નેતાઓએ ગોમાંસ ખાવાનું કે ગાયની કુરબાની કરવાનું જાતે તો બંધ કર્યું જ, ને તે ઉપરાંત, ઘણી જગાએ અજ્ઞાનને લીધે ગોવધ થયો હોત ત્યાં ગાયને બચાવી લેવાના ખાસ પ્રયત્નો પણ કર્યા.

રાજકીય જાગૃતિનો જુવાળ આટલો ઊંચો અગાઉ કદી ચડયો ન હતો. એટલામાં જ એક કસોટી કરે એવો પ્રસંગ ઊભો થયો. સરકાર અને મહાસભા વચ્ચેના સમાધાનની દરખાસ્તોનો વિચાર કરવા એક ગોળમેજી પરિષદ, લૉર્ડ રીડિંગના કહેવાથી, મુંબઈમાં

ભરાઈ. સમાધાનની આડે એક જ વસ્તુ આવીને ઊભી રહી. ગાંધીજીએ તો મક્કમપણે કહી દીધું કે અલી ભાઈઓ ને બીજા ખિલાફતી કેદીઓને સરકાર છોડે તો જ સમાધાન થાય. સરકારે પરિષદ ભરવાનું કહેલું તેમાં ખરો હેતુ તો એ હતો કે શાહજાદાના મુલાકાતનો મહાસભાએ બહિષ્કાર કરવાથી જે વિષમ પ્રસંગ ઊભો થયેલો તે ટળી જાય, ને મુલાકાતનું કામ નિર્વિઘ્ને પાર પડે. એટલે, આપણી બધી શરતોનો સ્વીકાર થયો હોત તોપણ, કશું સંગીન પરિણામ નીપજવાનો સંભવ નહોતો. પણ ગાંધીજી ને બીજા હિંદુ નેતાઓ ખિલાફતી કેદીઓની મુક્તિને લગતી માગણીઓ વિષે અડગ રહ્યા; ને તેમણે કહી દીધું કે એ કેદીઓ છૂટચા વિના સમાધાનની કોઈ પણ શરતોની ચર્ચા કરવામાં કશો સાર નથી. પરિણામ એ આવ્યું કે દેશબન્ધુ દાસ, મૌલાના અબુલ કલામ આઝાદ, અને તેમની સાથે જેલમાં ગયેલા બીજા હજારોને ત્યાં રહેવું પડયું, ને સજાની પૂરી મુદત જેટલો સમય ત્યાં કાઢવો પડચો.

પણ ગાંધીજીના કારાવાસ પછી ને એને જ પરિણામે તો નહીં, પણ સવિનય ભંગની મોકૂફી પછી, લડતમાં મંદી આવી ગઈ; અને દેશમાં નિરાશા ને શિથિલતાનું મોજું ફરી વળ્યું. રચનાત્મક કામ કરવાની વિનંતી લોકોએ ગણકારી નહીં. રાજકીય નેતાઓ બધા જેલમાં હતા. કોમી નેતાઓ જેઓ લડતના જુવાળ વખતે કોરે ખસી ગયા હતા તે હવે આગળ આવ્યા. સરકાર તો હંમેશાં આપણી નબળાઈઓનો લાભ ઉઠાવવાને તૈયાર બેઠી જ હોય છે. તેણે આ કોમી નેતાઓમાંથી કેટલાકને પોતાનાં હથિયાર તરીકે વાપર્યા. ૧૯૧૯ થી ૧૯૨૨ સુધીનાં વરસોમાં કોમ કોમ વચ્ચે ફૂટ પડાવવાની નીતિ અટકી ગયેલી હતી, તેણે ફરી માથું ઊંચું કર્યું; અને પોતાનો સ્વાર્થ સાધવાને ટાંપી રહેલા લોકોએ અજ્ઞાન પ્રજાનાં વહેમ અને કોમી ભેદભાવની લાગણીઓને ઉશ્કેરવાનું કામ આદર્યું. પણ સરકારનો વાંક કાઢવામાં કશો સાર નહોતો. પંડિત જવાહરલાલ

નેહરુએ કહ્યું છે : "સામ્રાજ્યો હંમેશાં આવી ભેદનીતિથી જ કામ લેતાં આવ્યાં છે; અને તેમને આ નીતિમાં જેટલી સફળતા મળે છે તેટલા પ્રમાણમાં તેઓ તેમના શોષણનો ભોગ થઈ પડેલા લોકો કરતાં ચડિયાતાં નીવડ્યાં છે. આની સામે આપણને ફરિયાદ કરવાનો અધિકાર નથી; અથવા કંઈ નહીં તો એનાથી આપણને આશ્ચર્ય તો ન જ થવું જોઈએ. એ નીતિ સામે આંખ મીંચવી, ને તેની સામે ઉપાય ન યોજવો, એ જ એક વિચારદોષ છે."

એ ગમે તેમ હો, પણ એટલું તો ખરું જ કે ૧૯૨૨ માં ગાંધીજી જેલમાં પુરાયા તે પછીનાં વરસોમાં સરકારની આ નીતિ સફળ નીવડી; અને એ દિવસોમાં જે બનાવો બન્યા તેણે એટલું તો પુરવાર કરી બતાવ્યું કે જે ઐક્ય સધાયાનો આપણને ભાસ થયો થયો હતો તે ઐક્યની જડ ઊંડી ઊતરી નહોતી. એ હૃદયનું ઐક્ય તો ખસૂસ નહોતું જ. આ પછીનાં વરસોમાં હિંદુઓએ ગાયની કુરબાની બળજબરીથી બંધ કરાવવાનો પ્રયાસ કર્યો તેને લીધે રમખાણ થયું ને સારી પેઠે લોહી રેડાયું. હિંદુઓ મસ્જિદ આગળ થઈને સરઘસ કે વરઘોડો લઈ જતાં વાજાં વગાડે એને કારણે તોફાન થવા લાગ્યાં. દેશના દરેક કસબામાં ને શહેરમાં ઠેકઠેકાણે મસ્જિદો તો હોય; ચોવીસ કલાક દરમ્યાન રોજની પાંચવારની નમાજ ચાલતી હોય; અને સરઘસો વગેરે પસાર થાય એટલે ઘોંઘાટ તો થાય જ. આ લડાઈઓ ટાળવા માટે તો લોકોમાં આપલે, બાંધછોડ, ને સહિષ્ણુતાની ભાવના જોઈએ. એ ભાવના પ્રજાજીવનને શોભાવે એવી છે. પણ ૧૯૧૯–૨૨ નાં વરસોમાં જે ભાઈચારાની લાગણી જન્મેલી ને પોષાયેલી દેખાતી હતી તે લાગણી કોઈ કારણસર લોકમાનસમાંથી ભૂંસાઈ જ ગઈ હતી. અહિંસા વિષે લોકોનાં મનમાં જે છીછરી ને ઉપરછલી શ્રદ્ધા હતી તે હોલાઈ ગઈ; અને મારામારી સિવાય બીજો કોઈ ઉપાય જ એમને અકારો થઈ પડ્યો.

કેટલાક પ્રાન્તોમાં આનું કારણ આર્થિક હતું. કોઈ પ્રધાને

પોતાના ખાતામાં વીણીવીણીને પોતાની જ કોમના માણસો ભરવા માંડ્યા; તેને લીધે બીજી કોમના મનમાં અવિશ્વાસ અને ભયની લાગણી પેદા થઇ, ને તેથી પણ બે કોમ વચ્ચેના વૈમનસ્યમાં વધારો થયો. ગરીબ મુસલમાન ગણોતિયા ને દેણદારોએ હિંદુ જમીનદારો ને શાહુકારો સામે ઉશ્કેરણીનાં ભાષણો સાંભળ્યાં; અને જે સવાલને કેવળ આર્થિક સ્થિતિ જોડે સંબન્ધ હતો તેણે ઘણી જગાએ કોમી રૂપ ધારણ કર્યું.

બંને કોમના ધાર્મિક ઝનૂનવાળા લોકો એકબીજાના ધર્મ પર પ્રહારો કરવા લાગ્યા; એકબીજાના ધર્મમાંથી સ્ત્રીપુરુષોને પોતાના ધર્મમાં લાવવાના પ્રયાસો કરવા લાગ્યા; ને તેમ કરવામાં તેમણે સારાંનરસાં સાધનોનો બિલકુલ વિવેક જ રાખ્યો નહીં. મુસલમાનોએ કહ્યું તબલીઘ કરવાનો અમારો હક છે; જવાબમાં હિંદુઓ કહેવા લાગ્યા કે અમને શુદ્ધિ કરવાનો હક છે. આ ધર્માન્તરના પ્રયાસોને લીધે એક પછી એક અથડામણના પ્રસંગો ઊભા થયા, ને ભયંકર રમખાણો જાગ્યાં. છાપાં અને ચોપાનિયાં ઝેરી પ્રચારનાં સાધન થઈ પડ્યાં; અને કેટલીક જગાએ એ નિમિત્તે પણ રમખાણો જાગ્યાં.

ગાંધીજીને ૧૯૨૪ના જાન્યુઆરીમાં જેલમાંથી છોડવામાં આવ્યા ત્યારે તેમના સ્વાગતને માટે આ વાતાવરણ તૈયાર થઇ રહેલું હતું. એવું પખવાડિયું તો ભાગ્યે જ પસાર થતું જ્યારે ક્યાંક રમખાણ થયાના સમાચાર ન આવ્યા હોય. મુલતાન, સહરાણપુર, આગરા, અજમેર, પલવલ ને ઘણે ઠેકાણે ભયંકર રમખાણો થયાં; તેની સાથે ઘરો બળાતાં, લૂંટફાટ ચાલતી, માલમિલકતનો નાશ થતો, ને ધર્મસ્થાનોને અપવિત્ર કરવામાં આવતાં.

કેટલાક હિંદુઓ આ બધાને માટે ગાંધીજીને દોષ દેતા હતા: “ તમે હિંદુઓને ખિલાફતના સવાલમાં મુસલમાનોને પડખે ઊભા રહેવા કહ્યું. તમારા એ ઉદ્યમથી જ મુસલમાનો એક થયા ને તેમનામાં

જાગૃતિ આવી. અને હવે ખિલાફતનો સવાલ પૂરો થયો, એટલે જાગેલા મુસલમાનોએ હિંદુઓ સામે એક પ્રકારની જેહાદ જ પોકારી છે." બીજી તરફ મુસલમાનો કહે: " અમે ભોળા લોકો. અમારી જોડે અન્યાયનું વર્તન કરવામાં આવ્યું છે. તમે તમારી ચળવળથી મહમદઅલીને તમારા પક્ષમાં ભેળવી લીધા; અને સર સૈયદ અહમદે ધીરજ અને કાળજીથી અલીગઢની જે પ્રખ્યાત સંસ્થા ઊભી કરેલી તેના પર પ્રહારો કર્યા. તમે ધારાસભાઓનો બહિષ્કાર કરાવ્યો, તેથી અમારા કુશળ માણસો ધારાસભાઓમાં જતા અટક્યા; ને તેને લીધે અમારી કોમના હિતને નુકસાન થવા પામ્યું છે." ૧૯૨૪ના ગાંધીજીએ હિંદુ મુસલમાન કલહ વિષે એક મોટો ઐતિહાસિક લેખ લખ્યો; તેમાં તેનાં કારણોનું પૃથક્કરણ કરી ઉપાય સૂચવ્યો, અને સ્પષ્ટપણે કહી દીધું કે એમણે જે કંઈ કરેલું તેને માટે એમને જરાયે પશ્ચાત્તાપ થતો નહોતો. તેમણે કહ્યું: "જે કંઈ થયું છે તેને વિષે મને બિલકુલ પશ્ચાત્તાપ થતો નથી. હું ખુદાનો ફિરસ્તો કે અવતાર હોત ને જે જે બન્યું તે અગાઉથી જોઈ શક્યો હોત તોપણ હું ખિલાફતની હિલચાલમાં ઝંપલાવત. જનસમૂહમાં જે જાગૃતિ આવી તે આપણી તાલીમનું એક આવશ્યક અંગ હતું. એથી આપણને પારાવાર લાભ થયો છે. પ્રજા પાછી ઊંઘી જાય એવું એક પગલું હું નહિ ભરું." પણ એ લેખને અંગે અનેક સવાલો ને ઊલટસવાલો પુછાયા; ને એ લેખમાંથી કોઈએ લાભ ઉઠાવ્યો હોય એમ દેખાયું નહિ. કેમકે ત્યાર બાદ થોડા જ દિવસમાં અમેઠી, સંભલ અને ગુલબર્ગામાં મુસલમાનોને હાથે હિંદુ મન્દિરોમાં મૂર્તિઓની ભાંગફોડ થઈ; ને તેમાંથી ભયંકર રમખાણો જાગ્યાં. અને એ બધા ઉપરાંત કોહાટમાં ભીષણ રમખાણ થયાની ખબર આવી. એ રમખાણમાં લાખો રૂપિયાની મિલકતનો અવિચારીપણે નાશ કરવામાં આવ્યો હતો.

ગાંધીજીના મનની વેદનાનો પાર ન રહ્યો. તેમના જ શબ્દોમાં એનું વર્ણન આપું: " અમેઠી, સંભલ અને ગુલબર્ગાના બનાવોએ

મને હચમચાવી મૂક્યો હતો......એટલામાં કોહાટની ખબરો આવી; અને ધૂંધવાતો અગ્નિ પ્રજ્વળી ઊઠ્યો. કંઈક ને કંઈક કર્યે જ છૂટકો હતો. બે રાત્રિઓ મેં બેચેની અને વેદનામાં ગાળી." ૧૯૨૪-ના સપ્ટેંબરની ૧૮મી ને બુધવારે તેમને ઉપાય જડ્યો. તેમણે એક નિવેદન લખી કાઢ્યું, તેમાં કહ્યું: "મારે પ્રાયશ્ચિત્ત કરવું રહ્યું. મારું પ્રાયશ્ચિત્ત અજાણ્યે થયેલા અપરાધની ક્ષમા માટે લોહીટપકતા હૃદયની પ્રાર્થના છે. એકબીજાના ધર્મની બદગોઇ કરવી, ગમે તેવાં નિરંકુશ કથનો કરવાં, અસત્યનું ઉચ્ચારણ કરવું, નિર્દોષ માણસનાં માથાં ફોડવાં, મન્દિરો કે મસજિદોને અપવિત્ર કરવાં, એ ઇશ્વરનો ઇનકાર કરવા બરોબર જ છે." અને તેમણે એકવીસ દિવસનો ઉપવાસ આદરવાનો નિશ્ચય કર્યો.

એ પગલાથી આખા દેશમાં ચિન્તા વ્યાપી ગઈ. દેશના તમામ ભાગમાંથી સંખ્યાબંધ મિત્રો આવીને દિલ્લીમાં જ્યાં ઉપવાસ આદરવામાં આવેલો ત્યાં ભેગા થયા. આખાયે કોમી સવાલનો વિચાર કરી, દેશ આગળ મુકાય એવો ઉકેલ સૂચવવા પંડિત મોતીલાલજીને પ્રમુખપદે 'એકતા પરિષદ' ભરાઇ. હિંદુ, મુસલમાન, શીખ, વગેરે દોઢસો ઉપરાંત નેતાઓ ભેગા થઈને દિવસો સુધી બેઠા, ને તેમણે અનેક ઠરાવો પસાર કર્યા. પણ ગાંધીજીએ જે સાચો પશ્ચાત્તાપ માગ્યો હતો તે આ પરિષદમાં દેખાતો નહોતો: અને કશું સંગીન પરિણામ લાવ્યા વિના જ પરિષદને વિખેરાવું પડે એવાં ચિહ્નો દેખાવા લાગ્યાં. કલકત્તાના વડા બીશપ ખાસ નિમન્ત્રણથી પરિષદમાં આવેલા. તેઓ તો તટસ્થ પ્રેક્ષક ગણાય. તેમણે કહ્યું: "બેમાંથી એકે પક્ષને બીજા પક્ષનાં સદ્ભાવનાં વચનો પર વિશ્વાસ બેસતો હોય એમ દેખાતું નહોતું: અને બેમાંથી એક પક્ષ ઉદારતાથી કંઈ છૂટછાટ મૂકે તો એના બદલામાં કંઈક વધારે મોટો લાભ મેળવવાની તેની દાનત હશે, એમ જ બીજા પક્ષને લાગતું:" બંને પક્ષોએ સામસામી શરતો રજૂ કરી; અને એ લોકો હૃદયનું ઐક્ય સાધવાને

નહીં પણ બજારુ સોદો કરવાને ભેગા થયા હોય એવો જ દેખાવ પરિષદમાં થઈ રહ્યો.

પણ પરિષદમાં ગાંભીર્યની વૃત્તિ, એટલું જ નહીં પણ માણસે હેવાન બની ધર્મનો ઇનકાર કરેલો તેને માટે પશ્ચાત્તાપનો ભાવ સુદ્ધાં, લાવવાનો તનતોડ પ્રયાસ કરી છૂટનાર કેટલાક નેતાઓ ત્યાં હાજર હતા. તેમાં સૌથી અગ્રેસર મૌલાના અબુલ કલામ આઝાદ હતા એમ ન કહીએ, તોયે અગ્રેસરોમાંના એક તો તેઓ હતા જ. એ વિષે વાત કરતાં તેઓ કહેવા લાગ્યાઃ “કોઇ પણ પક્ષે નિર્વિવાદ અત્યાચાર કરેલા છે કે તે ગેરવાજબી માગણીઓ કરે છે એમ મને લાગે, તો વહેવારુ ડહાપણને ખાતર તે બાબતમાં ઢીલું ન મૂકવું; અને સત્ય કોઇ પણ માણસને ગમે તેટલું કડવું ને હૃદયભેદક લાગે તોપણ તે ચોખ્ખેચોખ્ખું કહી દેતાં જરાયે સંકોચ ન રાખવો; એવો નિશ્ચય કરીને હું પરિષદમાં આવેલો હતો.” પરિષદનો બીજો, ને સૌથી મહત્ત્વનો, જે ઠરાવ થયો તે મૌલાના અબુલ કલામ આઝાદની હાજરી વિના ન થવા પામત, એટલું કહી શકાય ખરું. એ ઠરાવ આ પ્રમાણે હતોઃ “આ પરિષદ જાહેર કરે છે કે વેર વાળવા કે સજા કરવાને સારુ કોઈ પણ માણસ કાયદો પોતાના હાથમાં લે, એ વસ્તુ કાયદાની દૃષ્ટિએ તો ગેરવાજબી છે જ, પણ ધર્મની દૃષ્ટિએ પણ અયોગ્ય છે; અને તેથી આ પરિષદ જાહેર કરે છે કે કદાચે ઝઘડો ઊભો થાય તો તેના તમામ મુદ્દાનો નિકાલ કાં તો ખાનગી લવાદ મારફતે, અને એમ ન બની શકે એવું હોય ત્યાં કાયદાની અદાલત મારફતે, લાવવો જોઇએ.”

પણ એથીયે કપરો સવાલ તો ગાયનો હતો. એને લગતા ઠરાવનો જે ખરડો હતો તેમાં એમ લખેલું હતું કે “હિંદુઓએ (શારીરિક કે કાયદાના) બળના ઉપયોગ દ્વારા ગોવધના હકનો અમલ બંધ કરાવવાની અપેક્ષા ન રાખવી જોઈએ, પણ કેવળ અરસપરસની સંમતિથી જ તે બંધ કરાવવાની આશા રાખવી જોઈએ.”

એટલે હિંદુઓએ કહ્યું: "અમે હિંદુઓ જો આટલું બધું જતું કરીએ, તો તમારે મુસલમાનોએ એમાં એક બીજી કલમ એવી ઉમેરાવા દેવી જોઈએ કે જ્યાં અત્યારે ગોવધ ન થતો હોય એવી કોઈ જગાએ હવે પછી ગોવધ નહીં થાય; અને તમે ધીરેધીરે સર્વ પ્રકારના ગોવધનું પ્રમાણ ઘટાડતા જશો, ને છેવટે એ પ્રથા પૂરેપૂરી બંધ કરવામાં આવશે. એ વાત—ને તેમાંયે છેલ્લી પેટાકલમ—સ્વીકારવાનું મુસલમાનોને મુશ્કેલ લાગ્યું. પણ ત્યાંયે પાછા મૌલાના આઝાદ વહારે ધાયા. પશ્ચાત્તાપ ને ઉદારતાથી ઊભરાઈ જતા તેમના અંતરમાંથી જે છટાદાર ને હૃદયસ્પર્શી વાણી નીકળી તેણે વિજય મેળવ્યો. એ પરિષદમાં હાજરી આપનાર એક હિંદુ નેતાએ લખેલું: "મૌલાના સાહેબ દેશના એક સારામાં સારા વક્તા છે એ તો જાણીતું છે. તેમનામાં એક બીજી યોગ્યતા એ છે કે એક મોટા વિદ્વાન અને ધર્મવેત્તા તરીકે તેમની કોમમાં તેમની સારી નામના છે. આ પ્રસંગે તો તેમના વક્તૃત્વની કરુણતા ને ધમશ અને તેમના હૃદયની ઉદારતાએ હદ કરી નાખી. હિંદના આજના સંજોગોમાં પોતાના મજહબનો કડક અમલ કરીને પણ શું થઈ શકે, એ જ વિચારથી તેઓ પ્રેરાયેલા હતા. તેમણે બંને કોમોને ઉદ્દેશીને જે વિનંતી કરી તેને લીધે પરિષદની ચર્ચાએ નવો જ પલટો ખાધો. તેમણે પોતાના સહધર્મીઓને કહ્યું: 'તમારે એટલું યાદ રાખવું જોઈએ કે કુરબાનીને ખાતર પણ ગાયની કતલ કરવી એ કંઈ આપણા ધર્મનું મૂળભૂત તત્ત્વ નથી.' હિન્દુ મિત્રોને તેમણે ખાતરી આપી કે 'એવા કેટલાયે મુસલમાન નેતાઓ છે જેમણે જાતે ગોમાંસ કદી ચાખ્યું નથી, એટલું જ નહીં પણ જેઓ કેવળ હિંદુઓ પ્રત્યે ભાઈચારાની વૃત્તિ દર્શાવવા માટે, મુસલમાનોમાં ગોમાંસનો વાપર ઓછો કરાવવા મથી રહ્યા છે.'' આ સાંભળીને મુસલમાનોનાં હૃદય પર અસર પડી, પણ તેઓ ઠરાવની છેલ્લી પેટાકલમ કબૂલ કરવા તૈયાર નહોતા.

પ્રમુખે સભા મોકૂફ રાખી, અને હિંદુ મુસલમાન બંનેને વિનંતી કરી કે તેઓ ફરી વાટાઘાટ કરી જુએ, ને શું કરવું શક્ય છે એ બાબતમાં કંઈક નિર્ણય પર આવે. કેટલોક વખત તો ભાવિ નિરાશાજનક દેખાયું. પણ છેવટે મૌલાના સાહેબની વિનંતીનો પડઘો પંડિત માલવીયજીના હૃદયમાં પડ્યો. તેઓ ઊઠ્યા, ને તંગ વાતાવરણમાં તેમણે જાહેર કર્યું કે ગોવધ સંપૂર્ણ બંધ થવાને લગતા શબ્દો કાઢી નાખવા સામે હિંદુઓને વાંધો નથી. આખી પરિષદમાં પહેલી જ વાર ઉત્સાહનું મોજું ફરી વળ્યું, અને બાકીનું કામ સાવ સહેલું સટ થઈ ગયું. પરિષદમાં પસાર કરવાના ઠરાવોના ખરડામાં અત્યારસુધી હકની વાતો કરવામાં આવી હતી; હવે સહુ સમજ્યા કે ફરજ બજાવ્યા વિના હકની વાત કરી જ ન શકાય; અને દરેક પક્ષ પોતાના હક બજાવવાને બદલે પોતાની ફરજો અદા કરવા તૈયાર થાય એમાં જ આ મુશ્કેલી દૂર કરવાનો ઉપાય રહેલો છે.

ગાંધીજીના ઉપવાસની પૂર્ણાહુતિ પછી મુસ્લીમ નેતાઓ ગાંધીજીના ખાટલાની આસપાસ ભેગા થયા. ગાંધીજીએ તેમને ક્ષીણ અવાજે પણ અતિશય ઊંડી લાગણીથી કહ્યું: "ઈશ્વરની ઇચ્છા શી છે તે તો હું જાણતો નથી, પણ આજે હું તમને વિનવણી કરું છું કે (હિન્દુમુસ્લીમ એકયના) આ કામને માટે જરૂર પડે તો તમારા જાન કુરબાન કરવાનું પણ તમે લો." હકીમ અજમલખાન અને મૌલાના આઝાદે નવેસર એ ગંભીર પ્રતિજ્ઞા લીધી. દુર્ભાગ્યે હકીમ સાહેબ તો ઇહલોકમાં નથી; તેમજ એ ગંભીર પ્રતિજ્ઞાની નોંધ લેવાને હાજર રહેલા પ્રભુભક્ત દીનબન્ધુ એંડ્રુઝ પણ આજે હયાત નથી. પણ ઈશ્વરકૃપાએ મૌલાના સાહેબ આપણી વચ્ચે મોજૂદ છે. હકીમજી અને દીનબન્ધુ બંને તેમના પ્રિયતમ મિત્રો હતા; અને મૌલાના સાહેબ જાણે છે કે એ પ્રતિજ્ઞાનું પાલન કરવું એ જેટલી ગાંધીજી પ્રત્યેની તેમજ એ મરહૂમ મિત્રો પ્રત્યેની પણ ફરજ છે.

પણ, ગાંધીજી કહે છે તેમ, આ કામ પાર પડવું એ તો ઈશ્વર-

ના હાથની વાત છે. પણ એ ઉપવાસને અંગે ભરાયેલી એકતા પરિષદમાં મૌલાના સાહેબે જે ભાગ ભજવેલો તે તો કદી નહીં ભુલાય. મૌલાના સાહેબના એ કામ વિષે મારે થોડા દિવસ પર કલકત્તાના વડા બિશપ ડૉ. વેસ્ટકૉટની સાથે વાત થઈ હતી. તેમણે એ વિષે મને એક કાગળ લખ્યો છે તે અહીં ઉતારતાં મને આનન્દ થાય છે :

"૧૯૨૪ના સપ્ટેંબરમાં ભરાયેલી એકતા પરિષદને હું મારા જીવનની એક સૌથી અધિક મહત્ત્વની ઘટના ગણું છું. એ પ્રસંગે હું જે અનેક હિંદુ તથા મુસલમાન નેતાઓને મળેલો તેમાંથી ત્રણ કે ચારનું મને વિશેષ સ્મરણ રહ્યું છે. તેનું કારણ એ કે તેમણે સમજાવટ અને સહિષ્ણુતાની વૃત્તિનો બોધ આપ્યો હતો; ને આખરે પરિષદમાં પસાર થયેલા ઠરાવોમાં એ વૃત્તિ જ મૂર્ત રૂપે પ્રગટ થઇ હતી. વિષયવિચારિણી સમિતિની બેઠકના આરંભમાં હરીફ કોમોના અગ્રેસર વક્તાઓમાં પોતાના હકો વિષેનો આગ્રહ હતો; ને એમ કરવાથી જુદા વિચારો ધરાવનાર બીજાઓ પર શી અસર થશે એની એમને પરવા નહોતી. પરિષદના સભ્યોને ધીરેધીરે એ ભાન થવા લાગ્યું કે વિચારો ને શ્રદ્ધા ધરાવવાની સ્વતંત્રતા એ વાજબી વસ્તુ છે ખરી; પણ તે પ્રગટ કરતી વખતે, બીજાઓને પોતાની શ્રદ્ધા એવી જ રીતે પ્રગટ કરવાનો એટલો જ અધિકાર છે એ વાતનો પૂરતો ખ્યાલ વક્તાઓએ રાખવો જોઈએ. મુસલમાન પક્ષ તરફથી ભારેમાં ભારે પ્રભાવ પાડનાર જે વક્તાઓ હતા તેમાં મૌલાના અબુલ કલામ આઝાદ પણ હતા. તેમણે, અઘટિત પુનરુક્તિ વિના ને સાંભળનારને કંટાળો પાડે એવી ભાષામાં, પોતાને કહેવાના મુદ્દા જે સ્પષ્ટતાથી સમજાવ્યા તે સાંભળીને મારા મનમાં પ્રશંસાનો ભાવ ઊપજ્યો. એમના છટાદાર વકતૃત્વે ને એમની ન્યાયવૃત્તિએ જે છાપ મારા મન પર પાડેલી તે સોળ વરસ થયા છતાં હજુ ઝાંખી પડી નથી. તેઓ મહાસભાને પ્રમુખપદે ચૂંટાયા છે એ હકીકત એમની યોગ્યતાનો એક વધુ પુરાવો છે; અને હું આશા રાખું છું કે જે હરીફ કોમો વચ્ચેનું અંતર હજુ વધી રહેલું આજે દેખાય છે તેમને તેઓ ભેગી કરી શકશે."

પણ ગાંધીજીના ઉપવાસ કે એકતા પરિષદ બેમાંથી એકેને લીધે હિન્દુ મુસ્લીમ ઐક્યના સવાલનો નિવેડો આવ્યો નહીં. ઘણા

ખરા અગ્રેસર નેતાઓ પરિષદમાં હાજર રહેલા એ ખરું; પણ તેઓ પોતપોતાની કોમના પ્રતિનિધિ તરીકે આવ્યા નહોતા, અને ટંટાફિસાદ ને મારામારી કરનારા સમૂહો આગળ પોતાની વાત સંભળાવવાની કે તેમની પાસે ઠરાવોનું પાલન કરાવવાની ગુંજાશ એમાંથી કોઈનામાં નહોતી. ઉપવાસ પૂરા થયા ત્યાં તો જબલપુર અને અલાહાબાદમાં રમખાણ ફાટી નીકળ્યાં. ૧૯૨૫માં એ જ દુઃખદ ઘટનાનું પુનરાવર્તન દેશમાં અનેક જગાએ થયું. તે જોઈને એ વરસના મે માસમાં ગાંધીજીએ પોતાના દિલનું દર્દ એક જાહેર સભામાં ઠાલવ્યું, ને લગભગ નિરાશાનાં આ વચનો ઉચ્ચાર્યાં :

"મેં મારી અણઆવડત કબૂલ કરી છે. મેં કબૂલ કર્યું છે કે આ રોગનો ઇલાજ બતાવનાર વૈદ્ય તરીકે મારી કુશળતા હું સિદ્ધ કરી નથી શકયો. મેં બતાવેલો ઇલાજ અજમાવવા હિંદુ કે મુસલમાન બેમાંથી એકેય તૈયાર હોય એમ મને દેખાતું નથી. તેથી હું આજકાલ ક્વચિત જ આ પ્રશ્નનો સહેજસાજ ઉલ્લેખ કરું છું; અને એટલું કહીને સન્તોષ માનું છું કે આપણે જો દેશને મુક્ત કરવો હશે તો કોક દિવસ આપણે હિંદુ મુસલમાને એક થયે જ છૂટકો છે. અને આપણે ઐક્ય સાધી શકીએ તે પહેલાં આપણે એકબીજાનું લોહી રેડવું નિર્માયેલું હોય, તો હું કહું છું કે એ આપણે જેટલું વહેલું કરી લઈએ તેટલું આપણે માટે અધિક શ્રેયસ્કર છે. આપણે એકબીજાનાં માથાં ફોડવા માગતા હઈએ, તો તે કામ મર્દને શોભે એવી રીતે કરવું ઘટે છે."

આ કરુણ વાણી ઉચ્ચારાયે વરસો થયા છતાં આજે પરિસ્થિતિ એની એ કાયમ છે; કદાચ બગડી હશે. પણ ગમે તેમ અને તોયે ઐક્ય સાધવાના સંકલ્પને દૃઢ નિશ્ચયથી વળગી રહેનાર—ને એવો સંકલ્પ જ આખરે કારગત નીવડવાનો છે એમ માનનાર—જે માણસો છે તેમાં મૌલાના અબુલ કલામ આઝાદનું નામ પ્રથમ પંક્તિમાં આવે છે.

# ૧૦

## ધર્મવિચાર

મૌલાના સાહેબના ધર્મ પ્રત્યેના વલણુનો અને ધાર્મિક વિષયોને લગતા તેમના મતોનો વિચાર કરતાં એકબે વાતો ધ્યાનમાં રાખવા જેવી છે. મુખ્ય વાત તો એ છે કે તેમના અનેક પૂર્વજો ધર્મવેત્તા હતા, અને જેને કર્મઠ કહી શકાય એવા પણ હશે. છતાં મૌલાનાએ પોતે તો ધર્મશાસ્ત્રની જૂની ધરેડની, તથા ચાલુ રૂઢિ અનુસાર અપાતી કેળવણીની, જે અસર પોતાના મન પર પડેલી હશે તે ધોઈ કાઢી હતી; અને, ચોથા પ્રકરણુને અન્તે આપણે જોઈ ગયા તેમ, તેમણે ધર્મને લગતા વિવિધ પ્રશ્નો વિષે વિચાર કરવાની પોતાની અનોખી પદ્ધતિ યોજી હતી. એમની એ વિચાર·સરણી પૂરેપૂરી સમજવા માટે આપણે એટલું જોવું પડશે કે મુસલ·માનોમાં ધર્મશાસ્ત્રનું વિવેચન કરનારી જે અનેક જુદી જુદી પ્રણા·લિઓ હતી તેમની વિચારસરણી કયા પ્રકારની હતી; જુદા જુદા ટીકાકારોએ કઈ તર્કપદ્ધતિ સ્વીકારી છે; આજે ધર્મગ્રન્થોનાં ભાષ્ય કરવાની કઈ રીત ચાલે છે; ને ઈસ્લામમાં બુદ્ધિવાદનો આશ્રય લેનારી કઇ કઈ શાખાઓ નીકળેલી છે. મૌલાના અબુલ કલામે એક નવો જ 'ઇલ્મે–કલામ' ચલાવ્યો છે: એટલે કે ઈસ્લામના ધર્મોપદેશનો બુદ્ધિ-ગ્રાહ્ય અર્થ કરવાની નવી રીત યોજી છે. આ વસ્તુના બારીક અભ્યાસમાં મારાથી ઊતરી શકાય એમ નથી. એટલે થોડીક મોટી મોટી વાતો અહીં નોંધીને સંતોષ માનું છું.

ધર્મને લગતા સર્વ પ્રશ્નોમાં બુદ્ધિ અને તર્કની કડક મર્યાદામાં રહીને વિચાર કરવાની ટેવ તેમણે પાડેલી. કોઈ પણ વિચાર કે મતને પૂરો તપાસી જોયા વિના તેઓ ગ્રહણ કરતા નહીં; અથવા તો શાસ્ત્ર-

વચનના અમુક અર્થ ઉપર પ્રાચીનતાની છાપ હોય કે તેને મોટાં મોટાં નામોનો ટેકો હોય એટલા જ માટે તેઓ એ અર્થ સ્વીકારી લેતા નહીં. કેટલાક લોકો એમ પુરવાર કરવા મથે છે કે જગતમાં નવું તો કશું પેદા થતું જ નથી; જે કંઇ થાય છે તે જૂનાનું પુનરાવર્તન જ થાય છે; માટે આધુનિક વિજ્ઞાને કરેલી તમામ શોધખોળો પણ ધર્મગ્રન્થોમાં વર્ણવેલી છે. મૌલાના સાહેબ એ મતના નથી. તેમની પાસે અત્યંત શુદ્ધ એવી વૈજ્ઞાનિક અને ઐતિહાસિક દૃષ્ટિ છે; અને તેઓ દરેક શાસ્ત્રવચનને માત્ર તેના તાત્કાળિક સંદર્ભ ને વાતાવરણની દૃષ્ટિએ નથી તપાસતા, પણ એ વચન જે ગ્રન્થમાં હોય તે આખા ગ્રન્થના મુખ્ય પ્રયોજનને તથા તેની સમગ્ર વિચારસરણીને લક્ષમાં રાખીને તે દૃષ્ટિએ તેઓ એ વચનને તપાસે છે, ને એ રીતે વિચારતાં તેનો કયો અર્થ સમુચિત ગણાય તે ઠરાવે છે. જેને તેઓ 'ધર્મમાં પ્રાણ પૂરનારાં મૂળ' કહે છે તેની, તથા ધર્મનાં અગણિત ડાળાંપાંદડાંની વચ્ચે તેઓ ભેદ પાડે છે. આટલી વાત ધ્યાનમાં રાખ્યા પછી, ઇસ્લામ વિષેનો તેમનો અર્થ અને ઇતર ધર્મો પ્રત્યેનું તેમનું વલણ સમજવામાં મુશ્કેલી નહીં પડે.

આને માટે સૌથી પ્રમાણભૂત તો કુરાન વિષેનો તેમનો મહાગ્રન્થ છે. તેનું નામ છે 'તરજુમનુલ કુરાન'. તેમાં કુરાને શરીફનો ઉર્દૂ તરજુમો તથા સવિસ્તર ટીકા છે. તેની લાંબી પ્રસ્તાવનામાં તેમણે ધર્મને લગતી પોતાની વિચારસરણી સમજાવી છે. આ તરજુમા ને ટીકાને લગતો થોડો ઇતિહાસ અહીં અસ્થાને નહીં ગણાય. રાંચીની નજરકેદનાં ચાર વરસમાં તેમણે એ ગ્રન્થના ત્રણમાંથી બે ભાગ લખેલા; ને ત્રીજા ભાગનું કામ ચાલતું હતું. એટલામાં એક દિવસ એકાએક ડેપ્યુટી કમીશનરે (જેને આપણે ત્યાં કલેકટર કહે છે) આવી રાબેતા મુજબની બારીક 'ઝડતી' લીધી; જેટલું લખાણ હાથમાં આવ્યું તે બધું જપ્ત કર્યું; ને તે હિંદુસ્તાન સરકારને મોકલી આપ્યું. નજરકેદમાંથી છૂટયા પછી પણ તેમને એ લખાણ પાછું

આપવામાં આવ્યું નહીં. છેવટે તેમણે સ્વ. લૉર્ડ સિંહની મારફતે હિંદુસ્તાન સરકારને કાગળ લખ્યો; તેનો જવાબ એવો મળ્યો કે 'બિહાર સરકારને લખો. તમને લખાણ પાછું આપવા માટે એ સરકારને અહીંથી હુકમ મોકલાયો છે.' મૌલાનાએ બિહાર સરકારને લખ્યું. એ સરકારે લખાણનાં પાનાં પાછાં આપ્યાં તો ખરાં; પણ તે સાવ વેરણછેરણ ને અડધાં બળી ગયેલાં હતાં. તેની સાથે મૌલાના સાહેબને જે કાગળ સરકાર તરફથી મળ્યો તેમાં એવી મતલબનું લખાણ હતું કે 'એકવાર અહીં આગ લાગી હતી; અને તમારા લખાણનાં પાનાંમાંથી આટલાં થોડાંકે બચ્યાં છે એને માટે તમારા કિસ્મતનો પાડ માનો!' પોતે કેવી કીમતી વસ્તુનો નાશ કર્યો છે એનું સરકારને ભાન નહોતું. કાર્લાઈલના મહાગ્રન્થ 'ફ્રેંચ રેવોલ્યુશન'ના પહેલા ભાગનું લખાણ તેના મિત્ર જૉન સ્ટુઅર્ટ મીલના નોકરે ચૂલામાં પધરાવી દીધેલું; ત્યારે એને પણ ક્યાં ભાન હતું કે પોતે શો ગજબ કરી રહ્યો છે?

જે લોકો મૌલાના સાથે સામાજિક ને રાજકીય બાબતોમાં એકમત નથી તેઓ પણ તેમની આ ટીકાને વિષે અત્યંત આદર ધરાવે છે; કેમકે તેમની અગાધ વિદ્વત્તા ને અત્યંત ઊંડી વિવેચનશક્તિને વિષે એકલા હિંદના જ નહીં પણ બીજા ઈસ્લામી દેશોના મુસ્લીમ વિદ્વાનો ને ઉલેમાઓમાં પણ જરાયે વિવાદ છે જ નહીં.

પણ હવે એ ગ્રન્થ તરફ વળીએ. મૌલાના સાહેબે સૌથી પહેલાં એક પાયાની વાત કહી દીધી છે. તે એ કે સર્વ ધર્મનું મૂળ—અથવા કહો કે સર્વ ધર્મનું મૂળ—એક જ છે; દરેક કોમ, દેશ અને યુગને તેનો પોતપોતાનો શિક્ષક અને પેગંબર મળી ગયો છે; અને તેમણે શીખવેલા મૂળ સિદ્ધાન્તો તો એક જ છે. મૌલાના સાહેબ કહે છે: "કુરાન કહે છે કે ગમે તે દેશ ને ગમે તે યુગ હો, તોપણ અલ્લાએ મોકલેલા તમામ પેગંબરોએ માણસજાતના કલ્યાણ માટે એક જ સાર્વભૌમ સત્ય શીખવ્યું છે. એ સત્ય છે

શ્રદ્ધા અને સદાચર—એટલે કે એક ખુદાની બંદગી ને નીતિમય આચરણ. આથી વિરુદ્ધ જે કંઈ કહેવાય તે સાચો ધર્મ નથી. કુરાન કહે છે: ‘અલબત્ત, મેં દુનિયાની દરેક પ્રજાને માટે એક રસૂલ મોકલ્યો છે; તેણે એ પ્રજાને શીખવ્યું છે કે એક ખુદાની બંદગી કરો, ને વિષયવાસનાથી ખેંચાઈ જાઓ નહીં.’ (૬; ૧૮) વળીઃ ‘મેં તારા પહેલાં બીજા કોઈ રસૂલને એવા ફરમાન વિના મોકલ્યો નથી કે હું અલ્લા એક જ છું; તેની જ બંદગી તમારે કરવાની છે, બીજા કોઈની નહીં.’ વળી કુરાન એમ પણ કહે છે કે અલ્લાએ માણસમાત્રને એક ઇન્સાન તરીકે પેદા કર્યાં હતાં; પણ તેમણે જુદાં જુદાં નામો ને છાપો ધારણ કર્યાં, અને માણસજાતની એકતાના કકડા કરી નાખ્યા. તમે જુદી જુદી ઓલાદમાંથી જન્મ્યા હતા, એટલે તમે જુદાં જુદાં નામ ધારણ કર્યાં, ને એક-બીજાથી નોખા પડ્યા. તમે જુદા જુદા દેશોમાં જન્મ્યા; ને તેથી એક દેશના લોકો બીજા દેશના લોકો સામે લડે છે. તમે જુદી જુદી કોમના છો, ને તેથી માંહોમાંહે લડાઈ કરો છો. તમે જુદા જુદા રંગ લઈને જન્મ્યા, અને તેના પરસ્પર દ્વેષને લીધે રંગ રંગ વચ્ચે યુદ્ધો થયાં. ભાષા વળી ભેદ વધવાનું એક બીજું કારણ થઈ પડ્યું. બીજા પણ અગણિત ભેદો છે—તવંગર ને ગરીબ, શેઠ ને નોકર, ઊંચા કુળના ને નીચા કુળના, બળવાન ને નિર્બળ, વગેરે. આ બધા વિભાગોને લીધે વિસંવાદ ને કલહ થયા વિના ન જ રહે. ત્યારે આ છૂટાછવાયા વિખેરાયેલા મણકાને એક સૂત્રે પરોવનારી, ને છિન્નભિન્ન થયેલી માનવજાતિને એક સંયુક્ત બન્ધુસમાજનું રૂપ આપનારી, રેશમી દોરી કઈ છે? એ રેશમી દોરી, એ પવિત્ર કડી, તે એક ખુદાની બંદગી—એક ઈશ્વરની ઉપાસના—છે. તમારામાં ગમે તેટલા વિભાગ હોય, તોપણ તમારે જુદા જુદા અલ્લા તો હોઈ શકે જ નહીં. તમે એક જ અલ્લાના બંદા છો, અને તમારી પ્રાર્થના ને તમારી ઉપાસના એ એક જ પવિત્ર સિંહાસન આગળ થાય છે.

તમે ગમે તે કોમ, ગોત્ર કે દેશના હો, તોપણ તમે જે પળે એ એકમાત્ર પિતાને શરણે જશો તે પળે જ તે તમારા દુન્યવી ઝઘડાઓનો નિકાલ આણશે, ને તમારાં હૃદયોને જોડી એક કરશે. ત્યારે તમે સમજશો કે આખી દુનિયા તમારો મુલક છે, આખી માણસજાત એક કુટુંબ છે, ને તમે એક જ પિતાનાં સંતાન છો."

વળી કહે છે: "બીજા ઈશ્વરપ્રેરિત ગ્રન્થો કે ધર્મો કે બીજા દ્રષ્ટાઓ કે પેગંબરોએ કુરાનમાં ઉપદેશેલા સનાતન સત્ય સિવાય બીજું કંઈ શીખવ્યું છે એમ સાબિત કરી બતાવવા કુરાન કોઈને પણ પડકાર કરે છે. તે કહે છે: "તમે જો (મારા ઉપદેશના) સત્યનો ઈનકાર કરતા હો, તો ઈનકારના ટેકામાં આની પૂર્વે પ્રસિદ્ધ થયેલી કોઇ પણ ચોપડીનો પુરાવો આપો, અથવા તો તમને વારસામાં મળેલા કોઈ પણ જ્ઞાન કે સત્યનો પુરાવો આપો.' ( ૩; ૪૬ ) આમ કુરાન તો પોકારીને કહે છે કે સર્વ ધર્મોનાં સનાતન સત્યો એકબીજાને ટેકો આપે છે. અને જો એમ હોય, તો એ પરથી એટલું સાબિત થાય છે કે એ બધાની પાછળ એક જ શાશ્વત, સનાતન સત્ય રહેલું છે."

તે પછી ધર્મના સારભૂત ગર્ભનું ને તેના કોચલાનું, ધર્મના મૂળનું ને તેની શાખાઓનું, વિવેચન આવે છે: "કુરાન કહે છે કે સર્વ ધર્મના શિક્ષણમાં બે ભાગ હોય છે—એકમાં શાશ્વત સિદ્ધાન્તો આપેલા હોય છે; તે ધર્મનું ઉગમસ્થાન હોય છે. બીજામાં ધર્મનું બાહ્ય રૂપ આવે છે. તે ધર્મનો બહારનો સાજ અથવા સરંજામ હોય છે. પહેલી મુખ્ય વસ્તુ છે; બીજી ગૌણ છે. પહેલીને કુરાન શ્રદ્ધા કહે છે; બીજીને આચારની સ્મૃતિ કહે છે. આ બીજી વસ્તુ તે શરાઆ, અથવા નુસુક, અથવા મિનાહજ, કહેવાય છે. એમાંના પહેલા બે શબ્દનો અર્થ છે માર્ગો; ને ત્રીજાનો અર્થ છે પૂજા કે ઉપાસનાનો વિધિ. કુરાન કહે છે કે જગતના ધર્મો વચ્ચે જે ભેદ છે તે મુખ્ય વસ્તુ—એટલે કે શાશ્વત સત્યો—પરત્વે નથી હોતો; પણ

આચારના નિયમો, ઉપાસનાના વિધિઓ, પરત્વે હોય છે. એમનો ભેદ મૂળમાં નથી હોતો, પણ ડાળાંપાંદડાંમાં હોય છે; અંદરના પ્રાણમાં નથી હોતો, પણ બહારના આકાર અથવા કલેવરમાં હોય છે. આ ભેદ અનિવાર્ય હતો. ધર્મનો હેતુ માનવજાતિનું કલ્યાણ છે; પણ માણસજાતની પરિસ્થિતિ દરેક યુગમાં ને દરેક દેશમાં જુદી જુદી હોય છે. એક દેશ કે યુગને અમુક ઢબની રહેણી જરૂરી હતી, બીજાને બીજી ઢબની. એટલે દરેક દીન અથવા ધર્મના બાહ્ય રૂપમાં તે તે યુગ ને દેશની ભાવનાનું પ્રતિબિંબ પડેલું; ને તે એ યુગ અને દેશને બંધબેસતું હતું. કુરાન કહે છે : 'હે રસૂલ! મેં દરેક પ્રજાને, દરેક કોમને બંદગીની એક ખાસ રીત બતાવી છે. તેથી માણસોએ આ રીતને વિષે ઝઘડા ન કરવા જોઈએ.' (૨૨; ૬૭) કુરાન તો એથી પણ આગળ જાય છે; અને ધર્મનું સારભૂત તત્ત્વ શામાં રહેલું છે, ને માણસ પોતાનું કલ્યાણ કેવી રીતે સાધી શકે, તે બતાવે છે. કુરાન કહે છે કે માણસ કઈ દિશા તરફ મોઢું કરીને નમાજ પઢે કે પ્રાર્થના કરે—તે પૂર્વ તરફ મોઢું રાખે કે પશ્ચિમ તરફ—એમાં ધર્મ સમાયેલો નથી. ધર્મનું સારભૂત તત્ત્વ તો એક ખુદાની બંદગી અને સદાચારમાં રહેલું છે. પછી કુરાન એ બંનેની વ્યાખ્યા આપે છે :

"તમે નમાજને વખતે તમારું મોં પૂર્વ તરફ રાખો કે પશ્ચિમ તરફ તેમાં ધર્મ (નેકી) નથી. ધર્મ એ છે કે આદમી અલ્લાને માને; આખરત યાને કર્મના ફળને માને; ફિરસ્તાઓને માને; તમામ મજહબી કિતાબો તથા તમામ નબીઓ યાને રસૂલોને માને; પોતાની માલમતા ને દોલતમાંથી અલ્લાને નામે પોતાનાં સગાંઓને, યતીમો (અનાથો)ને, ગરજવાનને, વટે-માર્ગુને, અને માગણને દાન આપે; ગુલામોને છોડવવામાં પોતાની દોલત ખરચે; અલ્લા પાસે દુવા માગે; જકાત (પોતાની કુલ મિલકતનો ઓછામાં ઓછો ચાળીસમો ભાગ દર વરસે અલ્લાને નામે ખેરાતમાં આપવો તે) આપે; કોઇને વાયદો કે વચન આપે તો તે પાળે; અને મુસીબતોમાં, તકલીફમાં, ને આફતના દિવસોમાં દઢતા ને ધીરજ રાખે. જે લોકો આમ

કરે છે તેઓ જ સાચા છે, અને તેઓ જ મુત્તકી યા ધર્માત્મા છે." (૨; ૧૭૭)

ઉપરના અનુવાદમાં 'વાયદો કે વચન' કહ્યું છે ત્યાં મૌલાના એ 'વ્રત કે પ્રતિજ્ઞા' એવો અનુવાદ કર્યો છે.

કુરાનનાં આ સુન્દર વચનોની સાથે ગીતાના અધ્યાયને અન્તે આપેલાં સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ, કે બારમા અધ્યાયમાં વર્ણવેલાં ભક્તનાં લક્ષણ, કે બાઈબલના નવા કરારમાંનું ગિરિપ્રવચન, સરખાવી જોવાથી સમજાશે કે કુરાનનાં આ વચનો પર મૌલાના સાહેબે આપેલી ટીકામાં કેવો ગંભીર અર્થ સમાયેલો છે.

કુરાનમાં એક આયત આ પ્રમાણે છે:

"અલ્લાએ તમારા પર આ કિતાબ (કુરાન) ઉતારી છે તે સાચી છે. તે બીજી કિતાબોને સાચી ઠરાવે છે જે એની પહેલાં આવી ચૂકી છે ને જે તમામ એ અસલી કિતાબ (જ્ઞાન)માંથી લેવાઇ છે (જે અલ્લાની જ પાસે છે). આ કિતાબ (કુરાન) તેની પહેલાંની તમામ કિતાબોને ટેકો આપે છે. ......અલ્લાએ સહુને માટે જુદી જુદી શરઅ અને મિનહાજ (રીતરિવાજ અને ઉપાસનાના પ્રકાર) બનાવી છે. અલ્લાની ઈચ્છા હોત તો તમારો સહુનો એક જ ફિરકો (એક જ રીતરિવાજ માનનારા) બનાવી દેત. પણ અલ્લાની ઈચ્છા તો એવી હતી કે જેને જે તરીકો બતાવ્યો છે તેમાં તેની અજમાયશ કરી જોવી. તેથી આ ફરકોની પાછળ ન પડતાં નેકીની રાહ પર એકબીજાથી આગળ નીકળી જવાની કોશિશ કરો. સહુને અલ્લાની પાસે જ પહોંચવાનું છે." (૫; ૪૮)

આના પર વિવેચન કરતાં મૌલાના કહે છે:

"આ આયત પર ઉપરઉપરથી નજર નાખીને આગળ ન વધો, પણ એના એકેએક શબ્દ પર વિચાર કરો. કુરાન જ્યારે પ્રગટ થયું ત્યારે દુનિયાની હાલત એ હતી કે જુદા જુદા ધર્મોના ઉપાસકો ધર્મનાં બાહ્ય રૂપો ઉપર જ ભાર દેતા હતા, ને તે જ ધર્મનું સારભૂત તત્ત્વ છે એમ સમજતા હતા. દરેક જણ એમ માનતું કે અમારા સિવાય બીજા કોઈ

ધર્મના લોકોને મુક્તિ મળવાની નથી, કેમકે તેમના વિધિઓ ને તેમની ક્રિયાઓ અમારાથી જુદાં છે. કુરાન કહે છે કે આમ માનવું એમાં તો દીનનો ઇનકાર રહેલો છે. અસલી દીન શું છે? એક ખુદાની પરસ્તી (ઉપાસના) અને નેક આચરણવાળી જિંદગી. એ કોઈ એક જ આદમી કે કોમનો વારસો ન હોઈ શકે, કે એના સિવાય કોઇ ઈન્સાનને ન મળી શકે એવું ન બને......ધર્મના વિધિ અને રીતરિવાજ તો હર જમાના ને હર મુલકની હાલત પ્રમાણે બદલાતા રહ્યા છે, ને બદલાતા રહેશે......વળી એ આયતમાં કહ્યું છે કે અલ્લા બધું જાણતો હોવાથી તેણે જાણીબૂજીને આ વિવિધતા પેદા કરી છે. આ આયત કહે છે કે દરેક જમાતને માટે મેં જુદા જુદા નિયમ ને રિવાજ ઠરાવેલા છે; એમ નથી કહ્યું કે જુદા જુદા દીન (ધર્મ) ઠરાવ્યા છે. દીન તો સહુને માટે એક જ છે; અનેક કે જુદા જુદા દીન હોઈ શકે નહીં. કુરાન કહે છે કે માણસનો સ્વભાવ એવો છે કે બહારના વિધિ ને રિવાજમાં તો ભેદ હોવાનો જ; અને દરેક જણને એમ લાગે છે કે મારો વિધિ ને મારો રિવાજ સારો. તે વિરોધીની દૃષ્ટિએ પોતાના રીતરિવાજ તરફ જોઇ શકતો નથી. પણ જેમ તમારો રસ્તો તમારી નજરે ઉત્તમ છે, તેમ જ બીજા લોકોની નજરે તેમનો પોતાનો રસ્તો ઉત્તમ લાગે છે. તેથી સહિષ્ણુતા રાખવી એ એક જ રસ્તો આપણે માટે છે."

હવે હું કુરાનની બીજી ત્રણ આયતો એવી આપું છું જેને વિષે મૌલાના સાહેબ કહે છે કે એમાં કુરાનના આખા ઉપદેશનો સાર આવી જાય છે; હકીકતમાં, જે વાત કહેવાને માટે મોટા મોટા ગ્રન્થો લખાયા છે તેનો સાર આવી જાય છે. તે ૨૧ મી સુરાની ૯૨, ૯૩ ને ૯૪ મી આયત છે:

"ખરેખાત તમારી સહુ ઈન્સાનોની આ એક જ કોમ છે, ને એક જ અલ્લા તમારો સહુનો સ્વામી છે. તેથી તેની જ પૂજા (ઈબાદત) કરો. લોકોએ પોતાના જુદા જુદા વાડા બનાવ્યા છે, ને એક દીનના નાના નાના ટુકડા કરી નાખ્યા છે. આખરે તો સહુને એક જ અલ્લાની પાસે જવાનું છે. તેથી (યાદ રાખો આ સત્ય છે) જે કોઈ માણસ નેકીનાં કામ કરશે ને અલ્લા પર યકીન રાખશે તેનો પ્રયત્ન એળે નહીં જાય. અમે એનાં સત્કર્મો નોંધવાને ત્યાં બેઠા છીએ."

આના પર વિવેચન કરતાં મૌલાના કહે છે:

"જે નબીઓ યાને પેગંબરો જુદા જુદા જમાનામાં ને જુદી જુદી પ્રજાઓમાં થઈ ગયા તે સહુના ઉપદેશના સાર શો હતો? જુદા જુદા જમાનાઓ ને સમૂહોવાળી માણસજાતને તેમનો પેગામ શો હતો? તે પેગામ એક હતો કે અનેક? ૯૨મી આયત સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે એમનો પેગામ એક જ હતો; ને તે આ પ્રમાણે હતો—'તમારી સહુ ઈન્સાનોની આ એક જ કોમ છે; ને એક જ અલ્લા તમારો સહુનો સ્વામી છે. તેથી તમારા જુદા જુદા વિભાગ પાડશો નહીં, ને એની જ પૂજા (ઇબાદત) કરો.'

પણ માણસો આ ઉપદેશ ભૂલી ગયા. તેમણે દીન (ધર્મ)ના અનેક ટુકડા કરી નાખ્યા, તેમાંથી અનેક દીન બનાવ્યા, ને દરેક સમૂહ બીજાથી નોખો પડી ગયો. એકતાને બદલે વિવિધતા, અભેદને બદલે ભેદ, એ પોકાર તેઓ કરવા લાગ્યા. પણ આખરે તો સહુએ એ અલ્લાની પાસે જ પાછા જવાનું છે. ત્યાં બધું ખુલ્લું થઈ જશે, અને દરેક સમૂહ જોશે કે સાચી વસ્તુનું તેને જે વિસ્મરણ થયેલું તે તેને કયાં દોરી ગયું હતું.

કુરાને તેની શૈલીના અજબ જાદુ વડે એક ટૂંકી આયતમાં આ વિષયના આખા ગ્રન્થોના ગ્રન્થ સમાવી દીધા છે. અને તેમાં કેવળ એક વાત જ કહી નથી; તે એવી રીતે કહેવામાં આવી છે કે તે દલીલની એક અતૂટ સાંકળ બની રહે છે: (ક) તમે ગમે તેટલા વાડા ને વિભાગ પેદા કર્યા હોય, તોપણ તમારી કોમ—તમારી બિરાદરી—તો એક જ છે; (ખ) હું તમારો સહુનો એકમાત્ર રક્ષક છું, તે સિવાય બીજો કોઈ રક્ષક નથી; (ગ) આખી માણસજાત જો એક બિરાદરી છે, ને તેમનો રક્ષક એક જ છે ને બીજો કોઈ નથી, તો પછી ઈબાદત અને બંદગીની રીત પણ એક જ કેમ ન હોય? બે શા માટે હોવી જોઈએ? તેથી તમે એની જ ઈબાદત કરો; કેમકે તમે એક છો, ને એ એકને માટે જ છો. બધી જગાએ એ એકનો જ ઉલ્લેખ છે, એકથી વધારેનો નથી. અહીં જે 'તેથી' શબ્દ છે તે આ આખી દલીલમાં બળ પૂરે છે.

આ એક આયતમાં ત્રણેય એકતાનો સાર આપેલો છે: બિરાદરીની એકતા, અલ્લાની એકતા, ને દીન તથા ઇબાદતની એકતા. અને આ ત્રણ

એકતાઓ તે કુરાનના પેગામનાં આવશ્યક તત્ત્વો છે. કુરાન દરેક જગાએ આ જ પેગામ જાહેર કરે છે, ને એના પાયા પર જ પોતાનાં ઉપદેશ અને ચેતવણીની ઈમારત રચે છે. માણસમાત્રની ભાઈભાંડુ તરીકેની જે એકતા છે તેનો અર્થ એ છે કે માણસજાતની જે અનેક રીતની વિવિધતા છે તેની અંદર તેની એકતા છુપાયેલી પડી છે. આ વાત ભૂલશો નહીં. તમારી કોમો, તમારા મુલકો, ને તમારી ભાષાઓ, એમાં ગમે તેટલી વિવિધતા હોય, તોપણ તમે માણસજાત તરીકે એક જ કુટુંબ છો; ને તમે ખરેખર ભાઈભાંડુ છો. અલ્લાની એકતાનો અર્થ એ છે કે તમે ભલે અલ્લાનાં ગમે તેટલાં નામ જોડી કાઢ્યાં હોય, તમે પૂજાનાં ગમે તેટલાં ધામ સ્થાપ્યાં હોય, તમે અલ્લાને વિષે ભલે ગમે તેટલા જુદા જુદા ખ્યાલ મનમાં રાખ્યા હોય, તોપણ તમે જે ભેદ કર્યા છે તેને લીધે એ સત્ય કંઈ જુદું જુદું બની જતું નથી—અલ્લા કંઈ જુદો જુદો થઈ જતો નથી. જેમ તમે એક કુટુંબ છો, તેમ તમારો રક્ષક પણ એક જ છે, એના સિવાય બીજો નથી. ઈબાદતની એકતાનો અર્થ એ છે કે માણસજાત જો એક કુટુંબ હોય, તો દીન એક જ હોવો જોઈએ, અનેક નહીં. તેથી નેકી અથવા સદાચાર એક જ અલ્લાની ઈબાદત કરવામાં છે; એ બાબતમાં ભેદ અને વિભાગ પાડવામાં નથી.

વળી એક આયતમાં મુક્તિ અને સદાચારને માટે જરૂરી વસ્તુઓ સ્પષ્ટપણે સમજાવી છે. માણસજાત જુદા જુદા સમૂહો ને વાડાઓમાં વહેંચાઈ ગઈ છે એ ખરું, છતાં મુક્તિ અને સદાચારમાં જરૂરી વસ્તુઓ તો બધે એની એ જ છે. કુરાન કહે છે કે એ વસ્તુઓ તો તમામ જમાનામાં એની એ જ હતી—અલ્લાને વિષે યકીન; અને નેકીનું વર્તન અથવા સદાચાર. જે કોઇ માણસ અલ્લા પર યકીન રાખે છે ને નેકીનાં કામ કરે છે તેનો પ્રયત્ન કદી એળે નહીં જાય; ખુદા તેને જરૂર મંજૂર રાખશે જ. એમાં 'જે કોઈ' શબ્દ છે તે ધ્યાનમાં રાખો. યહૂદીઓ કહેતા: 'યહૂદી બનો.' નાઝરીનો કહેતા: 'નાઝરીન બનો.' કુરાન કહે છે: 'જે કોઇ નેકીનાં કામ કરશે ને અલ્લા પર યકીન રાખશે.' તે ગમે તે હોય, પણ જો અલ્લા પર યકીન રાખે ને નેકીથી ચાલે, તો તેનો યકીન ને તેનું કામ કદી એળે જવાનાં નથી. તેને એનું ઈનામ જરૂર મળશે. એ નિયમ છે. 'તેનો યકીન ને તેનું કામ અમારે ચોપડે નોંધાશે. એને અમારે ચોપડેથી ભૂંસી નાખ-

વાની મગદૂર કોની છે? દુનિયામાં ભલે દરેક જણ એને એળે ગયેલું માને, પણ અમારા ચોપડામાં તો તે ન ભૂંસાય એવે અક્ષરે લખાઈ ગયેલું હશે.' આ કેવી અગત્યની વાત છે! અને છતાં જો તમે કુરાન પરની ટીકાઓ જુઓ, તો અપ્રાસંગિક વાદવિવાદના ગોટાળામાં એનું આખું મહત્ત્વ અટવાઈ ગયેલું છે."

બીજે એક ઠેકાણે, દુનિયાના જુદા જુદા પેગંબરો વચ્ચે કશો ભેદભાવ રાખવાની મનાઈ કરનારી આયત પર વિવેચન કરતાં, મૌલાના કહે છે:

"કુરાન કહે છે કે અલ્લાના રાહ પર ચાલનાર દરેક જણની એ ફરજ છે કે તેણે જુદા જુદા પેગંબરો ને જુદાં જુદાં ધર્મશાસ્ત્રો વચ્ચે ભેદભાવ ન રાખવો, સહુના પર સરખી આસ્થા રાખવી, ને એકેની વગોવણી ન કરવી. એણે તો એમ જ માનવું જોઈએ કે 'સત્ય ગમે ત્યાં ને ગમે તેની પાસેથી પ્રગટ થયું હોય તોપણ તે સત્ય છે, ને મને તેના પર આસ્થા છે."

બીજો એક ઉતારો આપીને હું આ વિષય પૂરો કરીશ. જે માણસો શાસ્ત્રોનો અક્ષરાર્થ કરે છે, ને વિચારને આચારથી જુદો પાડે છે, તેમને મૌલાના જરાયે સાંખી શકે એમ હું માનતો નથી. કુરાનની એક આયત પર તેમણે કરેલી ટીકામાં તેમનો મત દીવા જેવો સ્પષ્ટ કરેલો છે. તેઓ કહે છે:

"યહૂદીઓ માનતા કે તેઓ અલ્લાની માનીતી પ્રજા હતા, અને અલ્લાએ તેમને જે ધાર્મિક સત્યો આપ્યાં તે તેમની આગવી મિલકત હતાં. કુરાન એ વાતને ખોટી કહે છે. યહૂદીઓની ધર્માંધતાને હદ નહોતી. તેઓ કહેતા: 'અમે યહૂદીઓ છીએ એટલા માટે અમે નરકના અગ્નિમાંથી મુક્ત છીએ; અને ઈશ્વર અમને નરકમાં મોકલશે તોપણ તે એના ક્રોધને કારણે નહીં હોય, પણ અમે એ અગ્નિમાં પાવન થઈને પાછા સ્વર્ગે જઈએ એટલા માટે જ હશે.' આ ઢોંગમાં રહેલું પોકળપણું કુરાન ઉઘાડું પાડે છે ને કહે છે: 'દરેક યહૂદીને મુક્તિની બાંહેધરી ને નરકાગ્નિમાંથી માફી માટે બાંહેધરી અપાઈ છે, એ વિચાર તમને ક્યાંથી મળ્યો? અલ્લાએ શું તમને મુક્તિનો ખરીતો આપ્યો છે? એને માટે તમારી પાસે કશી સાબિતી

ન હોય, તો તમે ઇશ્વરનો ઇનકાર નથી કરતા ને તેને નામે એક જૂઠી વાત નથી ચલાવતા ? કુરાનની આયત તો આ રહી: ( 'યાદ રાખો, હે મુસલમાનો !) મુક્તિનો આધાર તમારી ઇચ્છા પર નથી, તેમજ બીજા જે લોકોની પાસે પાક કિતાબો હતી તેમની ઈચ્છા પર પણ નથી. [ ખુદાઈ કાયદો તો એ છે કે ] જે કોઇ માણસ બૂરાં કામ કરશે તેને એનું ફળ ભોગવવું પડશે. અલ્લાના ખોફમાંથી તેને બચાવનાર કોઈ મદદગાર કે મિત્ર તેને મળવાનો નથી.' જેમ સોમલ ખાનાર માણસ યહૂદી હોય કે બીજા કોઈ ધર્મનો હોય તોપણ તેનું મોત અચૂક નીપજવાનું, ને જેમ દૂધ પીનાર યહૂદી હોય કે બીજા કોઈ ધર્મનો હોય તોપણ તેનું શરીર પુષ્ટ થવાનું, તે જ પ્રમાણે આધ્યાત્મિક ક્ષેત્રમાં પણ માણસ ગમે તે મજહબ કે ધર્મનો હોય તોપણ તે જેવું વાવશે તેવું તેણે લણ્યે જ છૂટકો."

અમેરિકાના ટેક્સાસ સંસ્થાનમાં રાબી કોહેન કરીને એક યહૂદી ધર્મવેત્તા હમણાં હમણાં જ થઇ ગયા તેમની વાત મેં મૌલાનાને કરી. એમને કોઇએ પૂછયું કે "તમે જે લોકોને મદદ કરો છો ને જેમનાં સંકટ ટાળો છો તેમાં કોઇ યહૂદી કેમ નહોતો?" એટલે રાબી બોલી ઊઠયા: "હા, ખરી વાત છે. એમાં યહૂદી એકેય નહોતો. એથી શો ફરક પડયો? આ શહેરમાં મેથોડિસ્ટ કાનમૂળિયું, બૅપટિસ્ટ ધરકલેશ, પ્રેસ્બીટેરિયન ગરીબાઈ, કે કૅથલિક ધા જેવું કશું હોતું નથી." મૌલાના કહે: "એ જ વૃત્તિ બરાબર છે."

એક ધાર્મિક સમૂહ બીજા સમૂહ પર સત્તા ભોગવે ને શિરજોરી કરે એમ મૌલાના માને છે ખરા? ૧૯૨૨ માં અદાલત આગળ કરેલા એકરારમાં તેમણે 'ઇસ્લામનું આધિપત્ય' એ શબ્દો વાપર્યા છે ખરા. પણ એના અર્થ વિષે એમની ટીકામાં પૂરેપૂરો ખુલાસો આપ્યો છે. તેઓ કહે છે: "ઇસ્લામનો અર્થ છે સત્યનો સ્વીકાર, ને તેને અનુસરીને કરેલું વર્તન. કુરાન કહે છે કે દીનની

અસલી વાત—ધર્મનું સારભૂત તત્ત્વ—બધે ઠેકાણે એક જ છે: અલ્લાએ ઠરાવેલે રસ્તે ચાલો. એ નેકીનો રસ્તો એકલી માણસજાતને માટે નથી પણ જીવમાત્રને માટે છે.” એટલે ઇસ્લામના આધિપત્યનો અર્થ કેવળ એ લોકોનું આધિપત્ય જ છે, જેમનાં વિચાર, વાણી ને વર્તનમાં પૂરેપૂરી ઈશ્વરાર્પણબુદ્ધિ પ્રગટ થાય છે, અથવા બાઇબલની ભાષા વાપરીને કહીએ તો, જેઓ ઇશ્વરના રાજ્યનો ને ઈશ્વરના પુણ્યમાર્ગનો સ્વીકાર કરે છે. મૌલાના ફરીફરીને કહે છે કે ઇસ્લામ એ કોઈ નવો ધર્મ નથી; પણ જેઓ અલ્લાથી ને અલ્લાના નેકીના રાહ પરથી ચાલીને આડા ચાલ્યા ગયા હતા તેમને ફરી અલ્લા તરફ ને તેના નેકીના રાહ તરફ પાછા વળવા માટેનો સાદ માત્ર છે.

## ૧૧

# સ્વભાવની વિશેષતાઓ

મૌલાના સાહેબની શરીરાકૃતિ ઊંચી, ટટાર ને ભવ્ય લાગે એવી છે. તેમની આંખમાંથી ઝરતી ચમક તેમની તીક્ષ્ણ બુદ્ધિની સાક્ષી પૂરે છે, ને જોનારના મનમાં તેમને વિશે ભયમિશ્રિત આદરનો ભાવ ઉપજાવે છે. હકીમ અજમલખાન અને ડૉ. અનસારી જેવા જે પ્રતાપી પુરુષોએ ઈસ્લામી સંસ્કૃતિના ઉત્તમોત્તમ અંશોને પોતાના જીવનમાં મૂર્તિમંત કરેલા તેમનું સ્મરણ મૌલાના સાહેબને જોતાંવેંત તાજું થાય છે; કેમકે તેઓ પણ એ જ શ્રેણીના છે. તેમની રીતભાતમાં સૂક્ષ્મ વિવેક, શિષ્ટતા ને સંસ્કારિતાનું એવું સુભગ મિશ્રણ છે કે તેઓ જ્યાં જાય છે ત્યાં તેમને વિષે લોકોને આદર ઊપજે છે. પણ સાથેસાથે તેઓ બહુ ઓછાબોલા છે ને લોકો સાથે સહેજે ભળતા નથી. બીજા કેટલાક નેતાઓ એવા હોય છે જેમની પાસે કોઈ પણ માણસ વિનાસંકોચે છૂટથી જઈ શકે છે; નાનાં મોટાં, ગરીબ તવંગર, સહુ તેમની પાસે જઈ તેમને પજવે છે; અને તેથી, તેમની મરજી હોય કે ન હોય તોપણ, તેઓ જ્યાં જાય ત્યાં લોકપ્રિય થઈ પડે છે. આવા નેતાઓની હારમાં મૌલાના સાહેબને મૂકી ન શકાય. તેમનામાં ગાઢ વિદ્વત્તા છે; જ્ઞાનને માટે પાર વિનાની પિપાસા છે; ને ઉપરાંત તેમનો સ્વભાવ ચિન્તનશીલ છે. એને લીધે લોકસમૂહમાં જઈને ભળવાનું, તેમનાં દુઃખની કદી પૂરી ન થાય એવી કહાણી સાંભળવાનું, ને તેમને દિલાસો આપવાનું એમનાથી બની શકતું નથી. દેશના દીન દલિત વર્ગોને માટે એમના મનમાં લાગણી નથી એવું નથી. થોડા જ દિવસ પર ખાદીના રહસ્ય વિષેનું

એમનું ભાષણ સાંભળી મને થયું કે એ રસિક વિષય પર એમને કલાકો સુધી બોલતા સાંભળ્યાં જ કરું ! એ ભાષણમાં તેમણે કહ્યું: "તવંગર અને ગરીબની વચ્ચે આજે જે મોટો સમુદ્ર પડી ગયેલો છે તે સ્વરાજ આવે ત્યારે પુરાઈ જવો જોઈએ. સ્વરાજ જો એટલું કામ ન કરી શકે, તો એવા સ્વરાજનો કશો અર્થ નથી. આપણાં જે કરોડો દીન દલિત ભાઈબહેનો છે તેમની સાથે કંઈક પણ એકતાની લાગણી આપણાં મનમાં પેદા થવી જોઈએ. એ લાગણી ખાદી ને તેના સાર્વત્રિક ઉપયોગથી પેદા થઈ શકે છે; બલ્કે એ કામ એનાથી સારું કરી શકે એવી બીજી કોઈ વસ્તુ મારા ખ્યાલમાં આવતી નથી. આપણે જમાનાઓ થયાં ઊંચે આસને ચઢીને બેઠેલા છીએ. ત્યાંથી આપણે નીચે ઊતરવા માગીએ છીએ ખરા ? આપણાથી ઓછા નસીબવાળા જે ભાઈઓ છે તેઓ આપણી જોડાજોડ કામ કરે; આઝાદી માટે કામ કરવામાં ગૌરવ અને આનન્દ માને; અને આઝાદીની રોશની જેમ આપણને દેખાવી જોઈએ તેમ તેમને પણ દેખાય; એવી આપણાં મનની ઇચ્છા છે ખરી ? તેઓ તમારી સાથે જ જાગીને બેઠા થાય એમ તમે ઇચ્છો છો ખરા ? તો આપણે માટે એક જ રસ્તો છે, બીજો નથી. તે રસ્તો એ કે ખાદીને દેશમાં ઠેર ઠેર ફેલાવી દેવી." અને છતાં મને એવો ખ્યાલ છે કે એમના સ્વભાવનું ઘડતર તેમને ગામડામાં રેંટિયો ફેરવતા બેસવા ન દે. તેઓ પોતે આ વાત બહુ સારી રીતે જાણે છે; અને હું તો માનું છું કે પોતાની મર્યાદાઓનું ભાન જેટલું મૌલાના સાહેબને છે તેના કરતાં વધારે બહુ જ ઓછા નેતાઓને હશે.

એક અર્થમાં એ એમની નિર્બળતા છે તેમ એમનું બળ પણ છે. તેમની વિદ્વત્તાએ ને તેમના બુદ્ધિપ્રવણ સ્વભાવે તેમના માનસમાં એક પ્રકારની તટસ્થતા આણેલી છે. તેઓ કોઈ પણ વિષયમાં અનુકૂળ તેમજ પ્રતિકૂળ દલીલોનો બહુ જ સૂક્ષ્મતાથી વિચાર કરે છે; ને ઘણીવાર કંઈ નિર્ણય પર આવી ન શકતા હોય એવો ભાસ

થાય છે. મહાસભાદળના ઘણા માણસો કરતાં એમની બુદ્ધિ કોઈ પણ વિષયને વધારે તીવ્રતાથી પકડી લે છે; અને ઘણીવાર કોઈ વિષયમાં મહાસભાની નીતિનું વિવેચન એવી ઝમકથી ને સ્પષ્ટતાથી તેઓ કરી શકે છે કે એ બાબતમાં એમને કોઈ આંટી શકે એમ હોતું નથી. પણ એને લીધે કેટલીકવાર એમનો ચોક્કસ મત શો છે એ જાણવું લોકોને મુશ્કેલ થઈ પડે છે. પંડિત મોતીલાલજી અને મૌલાના સાહેબને ગાઢ મિત્રતા હતી. સ્વરાજ પક્ષનું કામ ધમધોકાર ચાલતું હતું તે દિવસોમાં પંડિતજી હંમેશાં મૌલાના સાહેબના બૌદ્ધિક ને નૈતિક અનુમોદનની અપેક્ષા રાખતા. પણ ઘણીવાર મૌલાના સાહેબ ગાંધીજીનો મુદ્દો પલકવારમાં સમજી જાય, ને બોલી ઊઠે: "મહાત્માજી, હું આપનો મુદ્દો તરત જ સમજી ગયો." ત્યારે વયોવૃદ્ધ મોતીલાલજી હસતાં હસતાં મીઠી ટકોર કરી લે: "પણ દુઃખ એ વાતનું છે, મૌલાના સાહેબ, કે તમે કોઈ પણ વાત બહુ જલદી સમજી જાઓ છો!" ને પછી ખડખડાટ હાસ્યથી ઓરડો ગાજી ઊઠે.

પણ, મેં કહ્યું તેમ, એ એમનું બળ પણ છે. મહાસભાના દળમાં મૌલાના કરતાં ચડી જાય એવો કોઈ મુત્સદ્દી નથી. તેઓ કોઈ વાત સમજે ને સ્વીકારે, એટલે તે વાત જેટલી દૃષ્ટિએ વિચારી શકાય તે બધી દૃષ્ટિથી, જેટલી બાજુથી તપાસી શકાય તે બધી બાજુથી, તેનું વિવેચન કરવાની બુદ્ધિશક્તિ જેટલી તેમનામાં છે તેટલી બીજા કોઈમાં નથી. એને લીધે ઘણે અણીને પ્રસંગે ગાંધીજી એ કામ એમના પર છોડે છે.

પણ એમાંથી મૌલાના સાહેબ અને ગાંધીજી વચ્ચે જે ગાઢ સ્નેહ છે તેની ચાવી મળી રહે છે. ૧૯૩૯માં સિંધના પ્રધાનમંડળ વિષેનો પ્રશ્ન ઉકેલવો બહુ કઠણ થઈ પડ્યો હતો. એ પ્રશ્ન તો હંમેશાં જ કઠણ રહ્યો છે. એની કઠણાઈ એટલી વધી પડી કે એ વિષય ગાંધીજી આગળ રજૂ કરવામાં આવ્યો. મૌલાના સાહેબ કહે: "મારું પોતાનું મન એક દિશાએ ખેંચાય છે. પણ આ બધું

સવાલોમાં હું આપની નૈતિક વિવેકબુદ્ધિનો નિર્ણય સ્વીકારું છું એટલે આ બાબતમાં હું આપની સાથે દલીલ કર્યા વિના આપનો નિર્ણય સ્વીકારી લઈશ." ગાંધીજી કહેઃ "ના, પણ આપણે તો નક્કી કર્યું છે કે આવી બધી બાબતોમાં આખરી ફેંસલો તમે કહો તે પ્રમાણે જ થાય. એટલે હું તો વલ્લભભાઈ અને રાજેન્દ્રબાબુ (પાર્લામેંટરી પેટાસમિતિના સભ્યો) ને કહું કે તેઓ તમારો નિર્ણય સ્વીકારી લે." પણ મૌલાના સાહેબ કહેઃ "હું પોતે તો આપનો નિર્ણય જ છેવટનો ગણવાનો છું." આમ ઘણા વખત સુધી પ્રેમની મીઠી રકઝક ચાલી; ને તેને અન્તે હું માનું છું મૌલાના સાહેબ હાર્યા ને ગાંધીજી જીત્યા.

મેં મૌલાના સાહેબને એકવાર પૂછ્યું: "ગાંધીજી પ્રત્યે આપને આટલો બધો અનુરાગ છે એનું મૂળ કારણ શું?" તેઓ કહેઃ "એમનામાં પ્રખર બુદ્ધિ તો છે જ; પણ તે ઉપરાંત એમનું જે નિષ્કલંક સત્ય છે તેનાથી હું એમની પ્રત્યે આકર્ષાયો છતાં ૧૯૨૬ સુધી મારું મન ઓછેવત્તે અંશે પણ એમની ટીકા કર્યા કરતું. એ વરસે મેં 'યંગ ઇન્ડિયા'માં એમનો એક લેખ વાંચ્યો. તેમાં બાની એક નજીવી ભૂલની ટીકા કરતાં તેમણે પોતાનો આત્મા ઠાલવી દીધો હતો. બાને કોઈએ થોડાક પૈસા ભેટમાં આપ્યા હશે, તે આશ્રમના મન્ત્રીને આપવાનું તેઓ ભૂલી ગયેલાં. એ લેખ વાંચી મેં મારા મનમાં કહ્યું: 'આ પુરુષની સત્યનિષ્ઠા વિષે એમના શત્રુઓ પણ શંકા ઉઠાવી શકે એમ નથી.' એમની સત્યની આરાધના એમને કેટલી હદ સુધી લઈ જઈ શકે છે એ જોઈને હું છક થઈ ગયેલો."

મૌલાના સાહેબ મહાસભાના કામકાજમાં કેવું અનોખું સ્થાન ધરાવે છે, એ પણ આ પ્રસંગ પરથી જણાઈ આવશે. એ સ્થાન તેઓ વરસો થયાં—રાષ્ટ્રપતિ નહોતા ત્યારે પણ—ધરાવતા હતા. અને તેઓ પ્રમુખપદે યા બીજા કોઈ હોદ્દા પર હોય કે ન હોય તોપણ, ઈશ્વરે તેમને માટે જેટલાં વરસ પ્રવૃત્તિમાં ગાળવાનાં નિર્મેલાં હશે

તે બધો સમય તેમનું એ સ્થાન અવિચળ કાયમ જ રહેવાનું છે.

અને છતાં તેઓ સત્તાવાળા હોદ્દાથી દૂરના દૂર ભાગે છે. મહાસભાનાં પ્રધાનમંડળો થયાં તે કાળમાં જ નહીં, પણ તે પહેલાં સ્વરાજ પક્ષ ધારાસભામાં હતો ત્યારે, તેમજ ત્યારપછી મહાસભાએ પોતે ધારાસભાનું કામ હાથમાં લીધું ત્યારે પણ, તેઓ કોઈ પણ ધારાસભામાં મહાસભા પક્ષના નેતા થઈ શકયા હોત. પણ તેઓ તો એ વસ્તુથી અળગા ને અળગા જ રહ્યા. દેશબન્ધુ દાસ અને પંડિત મોતીલાલજી હમેશાં તેમની સલાહ લેતા; મહત્ત્વના પ્રસંગોએ તેમને પૂછીને તેમનો મત જાણ્યા વિના ડગલું ભરતા નહીં પણ મૌલાના સાહેબે હંમેશાં સલાહકાર રહેવાનું જ પસંદ કરેલું; રાજકાજના અખાડામાં જાતે ઊતરવાનો વિચાર તેમણે કદી કર્યો નહોતો.

પણ તેઓ પૂરબહારમાં ખીલે છે તે તો પોતાનાં પુસ્તકોની વચ્ચે વાચન લેખનમાં નિમગ્ન થઈને બેઠા હોય ત્યારે. સ્વ લોકમાન્ય તિલક પોતાને વિષે કહેતા કે “ મેં જે સમય અને શક્તિ સરસ્વતીની આરાધનામાં આપ્યાં હોત તે આજે મારે માતૃભૂમિની સેવામાં આપવાં પડે છે. ” અને ખરેખર, જો જેલ બહારનો તેમનો બધો સમય સ્વદેશની સેવામાં વ્યતીત ન થયો હોત તો આપણને ‘ આર્કટિક હોમ ઇન ધ વેદઝ ’ ( વેદકાળનું ઉત્તર ધ્રુવ આગળનું નિવાસસ્થાન ) અથવા ‘ ગીતારહસ્ય ’ જેવા ગાઢ વિદ્વત્તા ને સંશોધનથી ભરેલા અનેક ગ્રન્થો મળ્યા હોત. ઘણા થોડા લોકો જાણતા હશે કે લોકમાન્યને ભાષાશાસ્ત્રનું પણ બહુ ઊંડું જ્ઞાન હતું. મૌલાના સાહેબ પણ મોટા ભાષાશાસ્ત્રી છે. પણ અત્યારે તો તેમની ભાષાશાસ્ત્રની પ્રવૃત્તિ મોટે ભાગે જમતી વખતે વાતચીત કરતાં કરતાં જ ચાલે છે. કોઇ કોઈ શબ્દ લઈ તેને માટે હિંદની જુદી જુદી ભાષાઓમાં કયા પર્યાય છે તે તેઓ પૂછે છે; ને તેમાં કોક શબ્દ નવો આવે ને તેમને ગમી જાય એટલે તેમની આંખો આનન્દથી નાચવા લાગે છે. અંગ્રેજીમાં ‘ પોસ્ટસ્ક્રિપ્ટ ’ શબ્દ છે તેને માટે આપણે

ગુજરાતીમાં 'તાજાકલમ' વાપરીએ છીએ. એકવાર મેં વાતચીતમાં એ શબ્દ વાપર્યો. એ સાંભળી તેઓ રાજી થયા. ખરું જોતાં એ બે ફારસી શબ્દોનો બનેલો સમાસ છે. ગુજરાતીમાં એ રૂઢ થયો છે, પણ ફારસી ને અરબીના આ ધુરંધર વિદ્વાનને એ અજાણ્યો હતો. ત્યારપછી તેમણે મને ઘણીવાર કહ્યું છે: "પેલો 'તાજાકલમ' શબ્દ બહુ સુન્દર બનાવેલો છે હોં. અમારે પણ તે અપનાવવા જેવો છે." કાર્યવાહક સમિતિના સભ્યો જ્યારે નાસ્તો કે ભોજન કરવા બેસે છે ત્યારે સમિતિની બેઠકમાં થયેલી એમની એકસૂરી, સૂકી, ને ક્યારેક તીખી ચર્ચાઓમાં વિવિધતાનો અંશ લાવવા સાવ 'ગપસપ' ચલાવે છે. એમાં મૌલાના સાહેબ જુદા જુદા દેશો ને જુદા જુદા યુગોના આહારની વાતો કરે છે; એના ઇતિહાસનું એમને બહુ ચોકસ જ્ઞાન છે. ક્યારેક વળી તેઓ વચ્ચે ભાષાશાસ્ત્રના ટુચકા સંભળાવે છે; તેને લીધે એમના સાથીઓને બધો વખત ગમ્મત સાથે જ્ઞાન પણ મળે છે. એકવાર કહે: "તમે તામિલ લોકો આંબલી (અંગ્રેજી શબ્દ છે 'ટૅમેરિંડ') ના બહુ શોખીન છો. પણ અંગ્રેજીમાં 'ટૅમેરિંડ' શબ્દ ક્યાંથી આવ્યો છે તેનો તમને કદાચ ખબર નહીં હોય. સ્પેનીશ ભાષામાં એને માટે શબ્દ છે 'ટૅમેરિંડો'. પણ સ્પેનના લોકોએ તે આરબો પાસેથી લીધેલો. અરબીમાં એ શબ્દ છે 'તમર–એ–હિંદ'. 'તમર' એટલે ખજૂર, અને 'હિંદ' એટલે હિંદુસ્તાન. હિંદમાં ખજૂર થતું નહીં; પણ આ ફળ ખજૂરને વધારેમાં વધારે મળતું આવે એવું હતું. એટલે એ લોકોએ એને 'હિંદનું ખજૂર' એ નામ આપ્યું." કોઈ અંગ્રેજી શબ્દ 'રિલિજિયન' ઉચ્ચાર્યો, એટલે મૌલાના સાહેબે તરત જ 'દીન' અને 'મજહબ' બે શબ્દો વચ્ચેનો ભેદ સમજાવ્યો. તેમણે કહ્યું: "'મજહબ'ને માટે 'રિલિજિયન' શબ્દ વપરાય છે ખરો, પણ એને માટે અરબીમાં શબ્દ છે 'દીન'. 'મજહબ' એટલે તો માર્ગ અથવા રસ્તો. અરબીનો 'દીન', અને અવસ્તાનો 'દીનયે' બે શબ્દ એક જ છે. તેનો અર્થ છે ફરજ, નિયમ, કાયદો. 'દીન'

શબ્દનો ખરો અર્થ એ છે. એ શબ્દ અવસ્તામાં છે એટલે સંસ્કૃતમાં પણ હોવો તો જોઈએ. સંસ્કૃતમાં 'ધર્મ' શબ્દ છે તે જ આ, એવી અટકળ બાંધવાનું સાહસ તો હું નહીં કરું; જોકે 'ધર્મ'નો અર્થ તો એ જ છે. શબ્દો એક યુગથી બીજા યુગમાં ને એક દેશથી બીજા દેશમાં કેવા ઊતરી આવેલા છે એ જોતાં આશ્ચર્ય થાય છે. સંસ્કૃત શબ્દ 'સંન્યાસ' લો. એનો અર્થ છે સંસારનો ત્યાગ કરી જંગલમાં જવું. હવે 'સંન્યાસ' એ જૂની ફારસીમાં 'સસન' બન્યો લાગે છે. ઇરાનનો એક રાજવંશ 'સસન વંશ' કહેવાયેલો; કેમકે તેનો પહેલો રાજા ગાદીએ આવતા પહેલાં સંન્યાસી હતો. એ કેવા દિવસો હશે! તે વેળા રાજા બનાવવાનું કેટલું સહેલું હતું! એક રાજા નસંતાન મરી ગયો. તે મરતી વખતે કહી ગયેલો કે શહેરના દરવાજા ઊઘડે ને જે માણસ નજરે પડે તેને રાજા બનાવી દેજો!"

મૌલાના સાહેબ પ્રાચ્ય વિદ્યાના મહાવિદ્વાન છે, ને અરબી ને ફારસીનું તેમનું જ્ઞાન ઘણું ઊંડું છે, છતાં તેઓ જ્યારે બોલે છે ત્યારે એવી શુદ્ધ, સુન્દર, ને છતાં સાદી ઉર્દૂ બોલે છે કે તેમનું કહેવાનું સહુ વિનામુસીબતે સમજી શકે છે. જે હિંદુસ્તાનીને ગાંધીજી રાષ્ટ્રભાષા કહે છે તે હિંદુસ્તાની ભાષા મૌલાના સાહેબ બોલે છે, એમ કહી શકાય. તેમને કદી યોગ્ય શબ્દ ન જડે એવું બનતું નથી; અને કેટલીકવાર એમની સાધારણ વાતચીતમાં પણ એવી ઘરગથ્થુ ને સચોટ ઉપમાઓ વાપરે છે, ને તેમનાં વચનોમાં એવો સુન્દર અર્થ ભરેલો હોય છે, કે તેમની કહેવાની વાત સાંભળનારના દિલમાં સોંસરી ઊતરી જાય છે. ૧૯૩૬માં હું એમની જોડે સહેજ વાત કરતો હતો, ત્યાં કોઈ આપણા જનસમૂહની શ્રદ્ધા ને ભક્તિની વાત કરી. મેં કહ્યું: "એ શ્રદ્ધાને લીધે આપણે અનેક લડતો લડ્યા ને તેમાં ઠીકઠીક ફતેહ પણ મેળવી." આ વચન પર મૌલાનાએ જે વિવેચન કર્યું તે એમની જ ભાષામાં અહીં ઉતારી શકાત તો કેવું સારું થાત! એ વાણીનો પ્રવાહ સાંભળવો એ એક લહાવો

હતો તેમ એક શિક્ષણ પણ હતું. તેમણે કહ્યું: "હા, એ શ્રદ્ધાએ આ બધું કર્યું, ને હજુ પણ કરી શકે એમ છે. પણ મુસીબત આ છે. ધર્મ એ એક મહાશક્તિ છે, ને તેના પ્રભાવનું માપ કાઢવું અશક્ય છે. બળદગાડું હાંકનાર માણસ મૂરખ હોય, તો બહુ બહુ તો ગાડું ક્યાંક ભટકાય ને હાંકનાર તથા એકબે કે થોડાં વધારે માણસને ઇજા થાય. પણ રેલવેનો અકસ્માત થાય ત્યારે શું થાય છે એ આપણે જાણીએ છીએ. સેંકડો જીવની ખુવારી થાય છે, ને પાર વિનાનું નુકસાન થાય છે. ધર્મ એ પ્રચંડ એંજીનના જેવી વસ્તુ છે. તે હાંકનાર માણસ કુશળ ને જાગરૂક હોવો જોઈએ. અનાડી હાંકનારના હાથમાં એ વસ્તુ પારાવાર દુઃખ નિપજાવી શકે છે. આપણે કમનસીબે ધર્મ નાલાયક લોકોના હાથમાં પડ્યો છે. એમણે એને અધર્મનું રૂપ આપી દીધું છે; ને આપણે ક્યાં જઈ રહ્યા છીએ એની જ મને તો ગમ પડતી નથી."

મૌલાના સાહેબ અંગ્રેજી બહુ જ ઓછું બોલે છે; નથી બોલતા કહીએ તો ચાલે. છતાં તેમનું પુસ્તકાલય અંગ્રેજી ને ફ્રેંચ ભાષાના ઉત્તમોત્તમ ગ્રન્થોથી ભરેલું છે. શેક્સપીઅર, વર્ડ્ઝવર્થ ને શેલી સુદ્ધાં સર્વ અંગ્રેજ કવિઓની કૃતિઓ તેમણે વાંચી છે. પણ તેમણે કહ્યું: "એમાં મને સૌથી વધારે ગમે છે તે તો બાયરન" અંગ્રેજીમાં બાયરનની જોડે સરખાવી શકાય એવો કોઇ કવિ નથી, એમ જર્મન કવિ ગ્યોટેએ કહેલું. એ અભિપ્રાયમાં મૌલાના સાહેબ સંમત થતા લાગે છે. બાયરનની કવિતા ઉપરાંત તેને વિષે એમને જે વસ્તુ વિશેષ ગમે છે તે તો એ કે તેણે ગ્રીસની આઝાદીની લડતમાં વીરતાથી ઝંપલાવેલું ને તેમ કરતાં જીવ ગુમાવેલો; એટલું જ નહીં પણ દરેક દેશના ક્રાન્તિવાદી રાજકાજમાં તેણે કંઈક ને કંઈક ભાગ ભજવેલો, ને તેનાં સર્વ લખાણોમાં તેણે આચારવિચારની સ્વતન્ત્રતાને માટે અતિશય ને આવેશવાળી વાણીમાં હિમાયત કરેલી છે.

જગતના સર્વ મહાન વિચારકોના ગ્રન્થો એમના પુસ્તકાલયમાં છે; ગ્યોટે, સ્પીનોઝા, રૂસો, માર્ક્સ, હેવલોક એલીસ વગેરે છે; ને તે ઉપરાંત ઉપનિષદો ને વેદો, 'પીપલ્સ ઑફ ઑલ નેશન્સ', 'હિસ્ટૉરીઅન્સ હિસ્ટરી ઑફ ધી વર્લ્ડ', 'ઇંટરનૅશનલ લાયબ્રેરી ઑફ ફેમસ લીટરેચર' વગેરે અનેક વિખ્યાત ગ્રન્થમાળાઓ પણ છે. તેમનામાં વાચનની ગજબ ભૂખ છે; ને તેમણે વૉલ્ટર સ્કૉટ, ડુમા ને વિક્ટર હ્યુગોની તમામ નવલકથાઓ—ખાસ કરીને ફ્રેંચ વિપ્લવને લગતી નવલકથાઓ—વાંચી છે. ટૉલ્સ્ટૉય અને રસ્કીનના ગ્રન્થો તેમણે અનેકવાર વાંચ્યા છે; અને ઇતિહાસ તથા ફિલસૂફીનાં પુસ્તકો તેમનાં સદાનાં સોબતી છે. એકવાર રેલવે ટ્રેનમાં મેં તેમની પાસે ન્યાય–વૈશેષિક દર્શન વિષેનું એક પુસ્તક જોયેલું; અને આ અતિશય કામઢા યુગમાં પણ તેમને માદામ ડી પોંપાદૂર વિષેના એક પુસ્તકની લહેજત લેવાનો વખત મળે છે. પેગંબર સાહેબ અને ખલીફ ઉંમર વિષેના છેલ્લામાં છેલ્લા ગ્રન્થો તેમના લખવાના ટેબલ સામે એક ઘોડા પર ખડકેલાં પુસ્તકોમાં છે. પણ તેની સાથે સ્પેનીશ નવલકથાકાર ફ્લૉબર્ટનાં પુસ્તકો પણ છે; ને તેમાં પાછી 'માદામ બોવારી' નામની તેની શૃંગારિક નવલકથા પણ ખરી! અરબી, ફારસી ને તુર્કી ભાષાનાં પુસ્તકો, જેનાં નામ પણ આપણને જાણીતાં નથી, તેનાથી ભરેલાં તો કબાટનાં કબાટ છે, એ મારે કહેવાની જરૂર નથી.

બહારની દુનિયા સાથે તેઓ હમલાબંધ પત્રો દ્વારા સંપર્ક જાળવે છે. તેમને મરહૂમ ઝઘલુલ પાશા અને કૂથી બેની સાથે પત્રવહેવાર હતો. કૂથી બે તો તેમના ખાસ ભાઈબંધ હતા. તેમને મરહૂમ મુસ્તફા કમાલ પાશા ને તુર્કીના બીજા આગેવાનો સાથે પણ સંપર્ક હતો. ૧૯૦૮માં તુર્કીમાં ક્રાન્તિ કરનાર જે જુવાન તુર્કો હતા તેઓ મૌલાના સાહેબના અંગત મિત્રો હતા. આ પક્ષ પહેલા મહાયુદ્ધની શરૂઆત સુધી સત્તા પર રહેલો. તુર્કીની પાર્લામેંટના પ્રમુખ અહમદ રેદા, તથા ડૉ. સલાહુદ્દીન, અનવર પાશા અને જરીદ બે મૌલાના

સાહેબ સાથે પત્રવહેવાર કરતા. ઇરાનના પ્રખ્યાત અન્તિમવાદી તાકી ઝાદે સાથે પણ તેમને મિત્રતા હતી.

મૌલાના પોતાના અભ્યાસમાં નિમગ્ન રહે છે, તેને લીધે તેમનામાં એક જાતની એકાન્તપ્રિયતા આવી ગઇ છે; અને તેઓ અત્યંત પ્રેમાળ છે, એટલું જ નહીં પણ બીજાઓ પ્રત્યે આદર ધરાવે છે, છતાં તેમને મિત્રો બહુ ઓછા છે. વાતચીત કરવામાં તેઓ પૂરા નિષ્ણાત છે, ને તેમાં તેમની વિદ્વત્તા તથા બીજા ગુણ ઝળકી ઊઠે છે, છતાં તેમનો સ્વભાવ ઓછાબોલો છે. તેમના સંકોચશીલ સ્વભાવને લીધે આપણામાંના ઘણાખરા તો એમના જીવનને વિષે માત્ર એટલું જ જાણે છે કે તેમને ચા પીવી ગમે છે ને તેઓ એકધારું ધૂમ્રપાન કરનારા છે.

તેમની રહેણી અતિશય સાદી છે, અને એમના અભ્યાસખંડમાં તથા દીવાનખાનામાં પુસ્તકો સિવાય બીજું કંઇ જોવામાં આવતું નથી. છબિઓ પણ નથી. સિગરેટોને વિષે મેં પૂછ્યું: “આપ જેલમાં ગયેલા ત્યાં શું થયેલું ?” તેઓ કહે: “તમે આ સવાલ પૂછ્યો એ મને બહુ ગમ્યું. ૧૯૨૧માં મને અલીપુર જેલમાં લઈ ગયા ત્યારે મારી ડબીમાં ફક્ત દસ જ સિગરેટ હતી. તેમાંથી બે મેં પીધી, ને બીજી જેલના અધિકારીઓને આપી દીધી. દેશબંધુ દાસ મારી મજાક કરતાં કહેવા લાગ્યા: ‘રહેવા દો એ, જેલમાં જોઇશે!’ મેં કહ્યું: ‘જેલમાંથી છૂટીશ ત્યાં સુધી નહીં જોઇએ !’ ને તમને કહું કે થોડા વખત પછી મને એની તલબ પણ થતી મટી ગઈ.” આ બાબતમાં તેઓ પંડિત મોતીલાલ નેહરુને મળતા આવે છે, પંડિતજીએ મને એકવાર કહેલું: “જિંદગીની સારી સારી ચીજો મને ગમે છે, પણ મને એનું બંધન નથી. એક પળવારમાં હું તે છોડી શકું એમ છું.” આ બાબતમાં મૌલાના સાહેબ મિ. ડી વૅલેરાથી, અથવા કહો કે સરદાર વલ્લભભાઇથી, જુદા પડે છે. વિલાયતના મજૂર

પક્ષના જૂના એક પ્રધાન મિ. ટોમસે મિ. ડી વૅલેરાને એકવાર કહ્યું: "તમને કંઈ નાનાં નાનાં વ્યસનો પણ નથી એ જોઈ મને તાજુબી થાય છે. તમે તો બીડી પણ પીતા નથી!" મિ. ડી વૅલેરા કહે: "ના, મિ. ટોમસ. એને માટે તમે અંગ્રેજો જવાબદાર છો. તમને યાદ હશે કે એક પ્રસંગે—મારે માટે એ પ્રસંગ ચિરસ્મરણીય છે—મને ગિરફતાર કરીને તમારી લિંકનની જેલમાં લઈ ગયેલા. જેલ પર પહોંચ્યા ત્યાં મને લઈ આવનાર પોલીસ સિપાઈને મેં કહ્યું: 'મારે સિગરેટ પીવી છે.' એણે વાંધો ન લીધો એટલે સળગાવી. પછી સિગરેટ સામે જોતાં મને વિચાર આવ્યો. 'હું ધારું છું અંગ્રેજો મને ફાંસીએ ચડાવવા માગે છે, ને આ મારી છેલ્લી સિગરેટ છે. પણ હું જો જેલમાંથી બહાર નીકળીશ તો ફરી સિગરેટને અડવાનો નથી. એટલે મને આ સિગરેટ કાયમની યાદ રહી જશે.' તમે જાણો છો કે હું બહાર તો નીકળ્યો જ, ને ત્યારથી મેં તમાકુને કદી સ્પર્શ નથી કર્યો." સરદાર વલ્લભભાઈ ૧૯૩૦માં પહેલીવાર પકડાયા ત્યારે એમને બરાબર આવું જ બનેલું. એમને તો કંઈ ફાંસીએ ચડાવવાના નહોતા. સજા પણ ત્રણ મહિના જેટલી ટૂંકી મુદતની જ હતી. પણ જે પોલીસ અમલદાર એમને જેલ સુધી મૂકવા આવેલો તેની પાસેથી સિગરેટ લેવાની તેમણે ના પાડી, ને ત્યારથી તેમણે પણ તમાકુને સ્પર્શ કર્યો નથી. મૌલાનાએ પંદરેક મહિના જેલમાં તો સિગરેટ વિના ચલાવ્યું. પણ બહાર નીકળ્યા કે તરત પાછી પીધી; ને મેરઠ જેલમાં સિગરેટની છૂટ અપાયેલી, એટલે ત્યાં તે પીવાની ના પણ નહોતી પાડી.

તેમની ટેવો નિયમિત છે. તેઓ સવારે વહેલા ઊઠે છે. સિગરેટ સિવાય બીજાં કોઈ નાનાં વ્યસન પણ તેમને નથી. તેઓ નાટક તમાશા જોવા કદી જતા હોય એમ હું માનતો નથી. મોટા દબદબાવાળા દેખાવો ને સરઘસોથી તેઓ દૂર જ રહે છે; ને મોડી રાતે જમવાનાં ને એવાં નિમન્ત્રણો જવલ્લે સ્વીકારે છે. તેઓ ભાષણ કરે છે. ત્યારે

ભાષા સુન્દર ને સચોટ નીકળે છે, ને તેમાં શબ્દો વીણીવીણીને વાપરેલા લાગે છે. પણ મોટી મોટી મેદનીઓના દિલ હલાવનાર વક્તામાં જે જાતના ગુણદોષ હોય છે તે બંને તેમનામા નથી. કંઇક ચર્ચા ચાલતી હોય તેમાં તેમનો ફાળો હંમેશાં અતિશય કીમતી હોય છે; ને નાની સમિતિઓની બેઠકોમાં તેઓ પૂરબહારમાં ખીલી ઊઠે છે. તેમના ભાષણમાં વક્તૃત્વની સીધી, સાદી, ને હૃદયમાં સોંસરી ઊ ્રી જનારી જે છટા છે તેના પ્રભાવથી તેઓ સભાજનોને મુગ્ધ કરી શકે છે; છતાં તેઓ લોકસમૂહમાં ભળી જનારા માણસ તો નથી જ.

# ૧૨

# બીજી લડત

ઉપર જે વરસોનો હેવાલ આપ્યો ત્યારપછી મનોમંથન અને આત્મ-પરીક્ષાનો કાળ આવ્યો. ગાંધીજીએ કહ્યું હતું કે એક વરસમાં સ્વરાજ આવશે—પણ એના જોડે એમણે જે શરતો બતાવેલી હતી તે લોકો ભૂલી ગયા. એ શરતો પળાઈ નહોતી એ એમને યાદ ન રહ્યું, પણ સ્વરાજ આવ્યું નહીં એ યાદ રહ્યું ખરું. એમણે જે પ્રયત્ન કર્યો એ તો ૧૯૨૧ના એક વરસ પૂરતો જ હતો. એ વરસ પૂરું થયે ઘણા પાછા પોતપોતાના ધંધારોજગારમાં પડી ગયા, ને ઘણાને પોતે કંઈક પણ ભોગ આપ્યાનો પસ્તાવો થવા લાગ્યો. સૌથી વધારે અસન્તોષ તો બુદ્ધિશાળી વર્ગને થયો ગાંધીજીએ કહેલું કે રચનાત્મક કાર્યક્રમ પાર પાડો, ને એટલી તૈયારી થાય પછી જ બીજી લડત ઉપાડી શકાય. પણ બુદ્ધિશાળી લોકોને એ કાર્યક્રમ પર વિશ્વાસ નહોતો. તેઓ મહાસભાના કાર્યક્રમમાં ફેરફાર કરાવવાને અધીરા થયા હતા, ને તેમને ધારાસભાઓ મારફતે લડત ચલાવવી હતી.

૧૯૨૩માં જેલમાંથી છૂટીને મૌલાનાએ જોયું કે મહાસભામાં તો સામસામાં તડાં પડ્યાં છે. ગાંધીજી ગિરફતાર થતા પહેલાં એક જ સંદેશો આપી ગયા હતા—રચનાત્મક કામ કરવાનો. ચૌરાચૌરાના અત્યાચારમાં જે હિંસાવૃત્તિ દેખાઈ આવી હતી તેના ઉતાર માટે આ કાર્યક્રમરૂપી ઔષધ તેઓ બતાવી ગયા હતા. તેઓ જેલ ગયા ત્યારે એ કાર્યક્રમ વિષે, ને એ પાર પાડવાની પ્રજાની શક્તિ વિષે, તેમના મનમાં પૂરેપૂરી શ્રદ્ધા હતી. દેશમાં એક વર્ગ એવો હતો જે આસ્થાપૂર્વક ગાંધીજીના સંદેશને અમલમાં ઉતારવા માગતો હતો. એ પક્ષના આગેવાન રાજાજી હતા, ને તેમની સાથે સરદાર વલ્લભ-

ભાઈ, બાબુ રાજેન્દ્રપ્રસાદ અને ડૉ. અનસારી જેવા નેતાઓ સામેલ હતા. તેઓ ચતુર્વિધ બહિષ્કાર ચાલુ રાખવાને આતુર હતા, એટલે તેઓ 'નાફેરવાદી' ને નામે ઓળખાયા. બીજા પક્ષના આગેવાન પંડિત મોતીલાલ નેહરુ, દેશબન્ધુ દાસ, અને શ્રી. વિઠ્ઠલભાઇ પટેલ હતા. તેમને લાગતું હતું કે રાજકીય પરિણામ મેળવવાં હોય તો રાજકીય કામ જ કરવું જોઈએ. તે વેળા જે 'ડાયર્કી' અથવા 'દ્વિમુખી રાજ્યતન્ત્ર' ચાલતું હતું તેમાં વિનાશકને સાથ આપનાર લિબરલોને મુકાબલે તો તેઓ પણ અસહકારવાદી હતા. પણ તેમને ધારાસભાઓનો બહિષ્કાર ચાલુ રાખવાની વાત રુચતી નહોતી. તેઓ માનતા હતા કે મહાસભાવાદીઓએ ધારાસભાઓ કબજે કરવી જોઇએ, ને પેલા દ્વિમુખી રાજ્યતન્ત્રને અંદર જઈને ભાંગી નાખવું જોઇએ. તેઓ 'ફેરવાદી' કહેવાયા, કેમકે તેમને ગાંધીજીના કાર્યક્રમમાં આટલો ફરક કરાવવો હતો. આ બે પક્ષોનો વાદવિવાદ કેટલીકવાર નરી તત્ત્વચર્ચાનું રૂપ ધારણ કરતો, ને એને અંગે માંહોમાંહે વૈમનસ્ય પણ વધ્યાં. મૌલાના જેલમાંથી છૂટયા ત્યારે એમના વિચારો જાણવા સહુ આતુર હતા. તેમણે છૂટીને થોડા જ વખતમાં જે નિવેદન બહાર પાડયું તેમાં પોતાના વિચારો સ્પષ્ટ રીતે રજૂ કરતાં કહ્યું: કોઈ પણ કાર્યક્રમને અવિચળ માની શકાય નહીં. તેના ગુણદોષ જોઇને જ તેનો વિચાર કરવો જોઇએ." તેમણે કેવળ લૌકિક ને વહેવારુ દૃષ્ટિએ પરિસ્થિતિનો વિચાર કરી જોયો. ગાંધીજીએ દેશને આપેલું અસહકારનું સૂત્ર એમને પ્રિય હતું; પણ દુનિયાના અનુભવી માણસ તરીકે તેમણે જોઈ લીધું કે આ બે પક્ષો જો માંહોમાંહે વાદવિવાદ કર્યા કરશે ને એકબીજાના કામને વિફળ બનાવશે તો અસહકાર કે અહિંસા બેમાંથી એકે આદર્શની સિદ્ધિ થવાની નથી. એટલે, બેમાંથી એકેય પક્ષમાં જોડાયા વિના, બેની વચ્ચે ભલે પૂરું ઐક્ય નહીં તો કોઈક પ્રકારનો મેળ સાધવાનું કામ તેમણે ઉપાડયું. એ કામમાં તેમની શક્તિ સોળે કળાએ દીપી ઊઠી. બંને પક્ષને એમના પ્રત્યે

વિશ્વાસ અને આદર હતા. તેમણે પૂરેપૂરી ધગશથી એ કામમાં ઝંપલાવ્યું. ઘણીવાર વાટાઘાટો ને ચર્ચાઓ માટે મોટામોટા પ્રવાસો પણ કર્યા. મુસલમાનોમાં એક સમૂહ જમિયત–ઉલ–ઉલેમાનો હતો. તેણે અસહકારની લડત શરૂ થઇ ત્યારે ફતવો કાઢેલો કે સરકાર સાથે સહકાર કરવો એ મજહબની નજરે પાપ છે. એટલે તેને લાગતું હતું કે હવે સરકારની ઊભી કરેલી ધારાસભાઓમાં મહાસભાવાદીઓના પ્રવેશની તરફેણમાં મત જાહેર કરવાનું તેમનાથી ન બની શકે. ૧૯૨૨ની આખરે ગયામાં મળેલી મહાસભાની બેઠકમાં તેમણે એ ફતવાને ફરીવાર મંજૂરી આપેલી. આ ફતવાનો વાંધો નડે ત્યાં સુધી કશું સમાધાન ન થઇ શકે એ દેખીતું હતું. એ ઉલેમાઓની પાસે એ વાત છોડાવવી એ મહાકઠણ કામ હતું. છતાં મૌલાના સાહેબ એને પહોંચી વળ્યા. પણ એમાં એમને પોતાની કુનેહ અને વાદવિવાદ કરવાની શકિત પૂરેપૂરી વાપરવી પડી હશે.

૧૯૨૩ના સપ્ટેંબરની ૧૫મી એ દિલ્લીમાં મહાસભાની ખાસ બેઠક ભરાઇ. મૌલાના એના પ્રમુખ હતા. તેમણે પોતાના ભાષણમાં સમાધાનની વાત રજૂ કરી. તેમણે તોડ એ સૂચવેલો કે જેમને ધારાસભાના કાર્યક્રમ પર આસ્થા હોય તેમને ત્યાં જવાની છૂટ અપાય, ને તેઓ ત્યાંની બેઠકો કબજે કરી અંદરથી અસહકાર ચલાવે; અને જેમને એ કાર્યક્રમ પર આસ્થા ન હોય તેઓ મહાસભાનો રચનાત્મક કાર્યક્રમ ચલાવવામાં લાગી જાય. આ સૂચનાનો સ્વીકાર થયો; અને મહાસભાનો ધારાસભાનો કાર્યક્રમ શરૂ થયો, આજે એ પ્રસંગનો વિચાર કરતાં એ વાતનું આશ્ચર્ય થયા વિના રહેતું નથી કે મૌલાનાએ એ વખતે કેવી અસાધારણ રાજકીય ચતુરાઇ ને કુનેહ દાખવેલી. એ પ્રસંગની વાત કરતાં તેઓ મને કહેવા લાગ્યાઃ “ધારાસભાનો કાર્યક્રમ આપણને ઘણે દૂર લઇ જવાનો નથી એ હું જાણતો હતો. પણ મારી નજર ભવિષ્ય પર હતી. મહાસભાવાદીઓ ને મહાસભાના નેતાઓમાંથી એક મોટા ને પ્રતિષ્ઠિત વર્ગને ધારાસભા-

પ્રવેશના કાર્યક્રમની લગની લાગી હતી. એટલે મને થયું કે અત્યારે આપણી પાસે સત્યાગ્રહનો કાર્યક્રમ તો છે નહીં; એવે વખતે ધારાસભાના કાર્યક્રમથી કદાચ કંઈક લાભ થાય પણ ખરો.''

આવું સમાધાન ન થયું હોત તો શું થાત? દેશના વાતાવરણમાંથી હિંસાની વૃત્તિ નીકળી જાય કે તરત સત્યાગ્રહની લડત શરૂ કરવાની ગાંધીજીની જે ધારણા હતી તેમાં ધારાસભાના કાર્યક્રમરૂપી આ વિષ્કંભકથી કંઈ વિઘ્ન આવ્યું કે કેમ? એ સવાલો વિષે કલ્પનાના ઘોડા દોડાવવા નકામા છે. પણ મૌલાનાના આ કામનું એક ચોકસ પરિણામ તો આવ્યું જ. તેનાથી મહાસભા બે સામસામાં દળોમાં વહેંચાતી અટકી ગઈ, અને ગાંધીજીના કારાવાસથી લોકોમાં જે નિરાશા ને નાસીપાસી આવત તે પણ આવતી રોકાઈ ગઈ. વળી એનાથી ગાંધીજીના આખરી પગલા માટે પણ રસ્તો તૈયાર થયો. ૧૯૨૪ના પાછલા ભાગમાં ગાંધીજીએ સ્વરાજ પક્ષ જોડે જે છેવટનું સમાધાન કર્યું તેમાં અસહકારનો સિદ્ધાન્ત કાયમ રાખ્યો; અને સાથેસાથે ૧૯૨૩માં રાજકીય દૃષ્ટિએ જે માંડવાળ થયેલી તેને સાચા હૃદયના ઐક્યનું રૂપ આપ્યું.

૧૯૨૩માં મૌલાનાના છૂટયા પછી અલી ભાઈઓ છૂટયા. તેમણે પણ સહેજસાજ આનાકાની પછી એ જ વાત સ્વીકારી. ગાંધીજી ૧૯૨૪માં છૂટયા તે પછી તેમને નિર્ણય કરી લેતાં કશી મુસીબત ન પડી. માણસોને પોતાના પાકા વિચારોથી વિરુદ્ધ વર્તવાની ફરજ પાડવામાં, કે તેમની પાસે પરાણે અમુક મતોનો સ્વીકાર કરાવવામાં, કશો સાર નહોતો. ધારાસભાપ્રવેશનો અસહકાર જોડે મેળ ખાય એવો નથી એ એમનો મત તો કાયમ હતો; પણ તેમણે 'નાફેરવાદીઓ'ને ધારાસભામાં જનારાઓ પ્રત્યેની વિરોધવૃત્તિ તજી દેવાની સલાહ આપી. ધારાસભાવાળાઓને નમતું આપવામાં તેઓ એક પછી એક ડગલું આગળ વધતા ગયા. તેમ કરવા પાછળ તેમની એ શ્રદ્ધા રહેલી હતી કે તેઓ અનુભવે વધારે ડાહ્યા

થશે. ગાંધીજીએ કહ્યું: "એમને મદદ કરવાનો સારામાં સારો રસ્તો મારે માટે એ જ છે કે મારે એમના રસ્તામાંથી ખસી જવું; મહાસભાની મદદથી ને તેને નામે કેવળ રચનાત્મક કાર્ય કરવામાં ગરકાવ થઈ જવું; અને એ કામ પણ સુશિક્ષિત હિંદીઓ મને કરવા દે એટલી હદ સુધી જ કરવું."

ધારાસભાના કાર્યક્રમમાં ફટાકિયા ફોડવાનો જે ભાગ હતો તે સફળ થયો. ધારાસભાઓમાં જબરદસ્ત ભાષણો થયાં; સરકારની હાર ઉપર હાર થઈ; પણ એનાથી આપણું બળ જરાયે વધ્યું નહીં. વખત જતાં એ દળમાં સડો પેઠો; અને પંડિત મોતીલાલજીને ઘણી વેળા શિસ્તનાં કડક પગલાં લેવાં પડ્યાં. તેમને પોતાને ધારાસભાઓમાંના નિષ્ફળ કાર્યક્રમનો કંટાળો આવવા લાગ્યો; અને તેમના પરમ મિત્ર ને સાથી દેશબન્ધુ દાસના સ્વર્ગવાસથી તેઓ પોતે એકલા ને અટુલા પડી ગયા.

હિંદુ મુસલમાનના વૈમનસ્યમાં દર વરસે વધારો થયે જતો હતો. ૧૯૨૭માં મુલતાન, બરેલી, નાગપુર અને બીજાં સ્થળોમાં ભયંકર રમખાણો થયાં. એકતા પરિષદો ભરાઈ; તેમાં સારા સારા ઠરાવો પસાર થયા; પણ આ ઠરાવો વિષે જેમને પરવા નહોતી તેઓએ તેનો છડેચોક ભંગ કર્યો. ગાંધીજી સાબરમતીમાં બેઠા બેઠા ચૂપચાપ કામ કરી રહ્યા હતા. તેઓ સમિતિઓની બેઠકોમાં જવલ્લે હાજરી આપતા; અને મહાસભાના અધિવેશનમાં જતા તો ત્યાં પણ પ્રતિનિધિઓ આગળ જવલ્લે ભાષણ આપતા. ૧૯૨૭ની આખરે મદ્રાસમાં મળેલા મહાસભાના અધિવેશનમાં મહાસભાનું ધ્યેય બદલી ને 'ઇન્ડીપેન્ડન્સ'નું કરવાનો ઠરાવ ગાંધીજીની ગેરહાજરીમાં જ થયો. તેઓ તો ૧૯૨૮ના બારડોલીના અજોડ સત્યાગ્રહ જેવી લડતોનું માર્ગદર્શન કરીને સન્તોષ માનતા. બારડોલીમાં સરદાર વલ્લભભાઈએ, ગાંધીજીની દોરવણી ને પ્રેરણાને અનુસરીને, માટીમાંથી વીર પેદા કર્યા. ધારાસભાના કાર્યક્રમને લીધે નહીં, પણ આ યશસ્વી લડતોને લીધે, દેશના માનસમાં ફેરફાર થઈ રહ્યો હતો.

૧૯૨૭ના આરંભમાં સાઇમન કમીશનના આગમનની જાહેરાત થઈ, એટલે આખા દેશમાં ફરી પાછું જાગૃતિનું મોજું ફરી વળ્યું. ૧૯૨૧માં શાહજાદાના આગમન વખતે જેવી સફળ ને પૂરેપૂરી હડતાળ પડેલી તેવી જ આ વખતે પણ પડી. લાલાજીની છાતી પર એક પોલીસ અમલદારે નિર્દયપણે ઘા કર્યો તેને લીધે તેમનું મરણ જલદી થયું. પરિણામે દેશના જુવાનોના મનમાં ક્રાન્તિની ભાવના પેદા થવાને પૂરેપૂરું કારણ મળી રહ્યું. સાઈમન કમીશન જે શહેરોમાં ગયું તેમાંથી અનેક જગાએ જંગલી લાઠીમાર થયા. લખનૌમાં એ મારના ભોગ થનારમાં પંડિત જવાહરલાલ નેહરુ ને પંડિત ગોવિન્દ-વલ્લભ પંત જેવા માણસો પણ હતા. એ હુમલા ને મારની વાત પંડિત જવાહરલાલની 'આત્મકથા'ના એક અવિસ્મરણીય પ્રકરણમાં કહેલી છે. તેમણે લખ્યું છેઃ "અહો શી તે તિરસ્કાર અને લોહીની તરસથી ભરેલી, પાગલ જેવી, સહાનુભૂતિ અથવા માનવતાના જરા પણ સ્પર્શ વિનાની મુખમુદ્રાઓ! આજે પણ મને તેમનું તાદૃશ સ્મરણ છે. કદાચ તે ક્ષણે અમારા લોકોની મુખમુદ્રાઓ પણ એટલી જ તિરસ્કારભરી બની ગઈ હશે! અમે ઘણે મોટે અંશે અહિંસક રહ્યા હતા એટલે કંઈ અમારાં હૃદયોમાં અમારા વિરોધીઓ પ્રત્યે પ્રેમ ઊભરાઈ જતો હતો અથવા તો અમારી મુખમુદ્રાઓ ઉપર સદ્ભાવ ઝલકતો હતો એમ ન હતું." બ્રિટિશ સામ્રાજ્યવાદ સામે પંડિત જવાહરલાલનો આવો અડગ ને અણનમ વિરોધ કેમ છે તે જેને ન સમજાતું હોય તેણે તેમની 'આત્મકથા'નાં અનેક કરુણરસવાળાં પ્રકરણોમાંથી ઓછામાં ઓછું આ એક તો વાંચવું જ જોઈએ. એ દુઃખ એમના આત્મામાં છેક ઊંડે ઊતરી ગયેલું છે. આપણે જે વખતની વાત કરીએ છીએ તે વખત સુધીમાં પંડિત મોતીલાલ નેહરુને ધારાસભાના કાર્યક્રમ પર ખરેખરો કંટાળો આવી ગયો હતો. તેમના પ્રમુખપદ નીચે કલકત્તામાં મહાસભાની જે બેઠક થઈ તેણે સરકારને એક વરસની મુદત આપી કહેણ મોકલ્યું કે સરકારે કાં તો વસાહતી દરજ્જો (ડુમીનિયન સ્ટેટસ) માટેની રાષ્ટ્રીય માગણી તત્કાળ સંતોષવી; નહીં તો પછી

મહાસભા કંપ્લીટ ઇન્ડીપેન્ડન્સ એટલે કે પૂર્ણ સ્વરાજની જ માગણી કરશે. એ વરસની મુદત પૂરી થવા આવી હતી. ૧૯૨૯ના ઑગસ્ટમાં મહાસભાએ ધારાસભાઓમાંના મહાસભાવાદી સભ્યોને પોતાની બેઠકોનાં રાજીનામાં આપી ચાલ્યા આવવાની આજ્ઞા કરી. તે વેળાના વાઇસરૉય લૉર્ડ અરવીને અકટોબરમાં એક જાહેરાત કરી. મહાસભાની કાર્યવાહક સમિતિ તથા દેશના બીજા અગ્રેસર નેતાઓએ મળીને એના જવાબમાં એક નિવેદન બહાર પાડ્યું. તેમાં તેમણે સાફસાફ કહી દીધું કે લૉર્ડ અરવીને જે પરિષદ બોલાવવાની દરખાસ્ત કરી છે તે પરિષદ "વસાહતી દરજ્જો ક્યારે આપવો એની ચર્ચા કરવા નહીં, પણ હિંદને માટે વસાહતી દરજ્જાવાળું રાજ્યબંધારણ ઘડવા મળશે," તો જ અમને સન્તોષ થશે તેમણે "સાચા હૃદયપલટાનાં અમુક દેખાઈ આવે એવાં ચિહ્નો" જોવા માગ્યાં; અને, તે ઉપરાંત ગાંધીજીએ એક સ્વતન્ત્ર નિવેદન પ્રગટ કર્યું તેમાં કહ્યું કે હિંદ "સ્વતન્ત્ર ને સ્વમાનવાળું રાષ્ટ્ર બને એવી બ્રિટિશ પ્રજાની ખરેખરી ઇચ્છાનું પારખું અમારે તો જોઈએ છે. વિલાયતની આમસભામાં તેમજ ઉમરાવસભામાં જે ચર્ચા થઇ તેણે સ્પષ્ટપણે બતાવી આપ્યું કે એવો હૃદયપલટો કે એવી ઇચ્છા બેમાંથી કશું હસ્તીમાં નહોતું. આ પછી થોડે વખતે લૉર્ડ અરવીન અને નેતાઓ વચ્ચે મુલાકાત થઇ; તેમાં વિવેક અને સદ્‌ભાવ હતા, પણ તેથી મામલો સુધર્યો નહીં. આમ આ બનાવોને પરિણામે મહાસભાને અમુક ઠરાવ કરવાની નક્ક્રટકે ફરજ પડી. ૧૯૨૯ની આખરે લાહોરમાં તેણે જાહેર કર્યું કે પૂર્ણ સ્વરાજ એ મહાસભાનું ધ્યેય છે, ને સવિનય ભંગ એ તેની સિદ્ધિ માટે વાપરવાનું સાધન છે. પંડિત જવાહરલાલે પ્રમુખપદેથી આપેલા ભાષણમાં પોતાનો પુણ્યપ્રકોપ ઠાલવ્યો; અને પૂર્ણ સ્વરાજ મળે નહીં ત્યાં સુધી જંપીને ન બેસવા માટે બુલંદ અવાજે દેશને હાકલ કરી.

આ પ્રસંગે મુસલમાનો ક્યાં હતા? ૧૯૨૪થી અલી ભાઇઓ મહાસભાથી વધારે ને વધારે અળગા થતા જતા હતા. તેમણે

લાહોરની મહાસભામાં હાજરી આપી ખરી, પણ તેમ કરવામાં તેમનો હેતુ ગાંધીજીને એટલી ચેતવણી આપવાનો જ હતો કે મુસલમાનો સવિનય ભંગની લડતમાં મહાસભાને સાથ નહીં આપે, ને મુસલમાનોના સહકાર વિના જો મહાસભા લડત ઉપાડશે તો આફત વહોરી લેશે. ડૉ. અનસારી તો પૂરા દિલથી મહાસભાની સાથે હતા, છતાં તેમને પણ લડતમાંથી નીપજનારાં પરિણામનો ડર હતો ને તેથી તેમના મનમાં લડત વિષે ઉત્સાહ નહોતો. મહાસભાને સાથ આપનારા બીજા કેટલાક મુસલમાન નેતાઓ પણ એ જ વિચારના હતા. પણ મૌલાના આઝાદને આ વિષે જરાયે શંકા ન હતી. તેમણે પોતાનું પૂરેપૂરું વજન મહાસભાના પક્ષમાં નાખ્યું. મુસ્લીમ જનતા મહાસભાને સાથ આપવામાં નહીં ચૂકે એ વિષે એમના મનમાં જરાયે અંદેશો નહોતો. જે બનાવો બન્યા તેણે એમનો આશાવાદ ખરો સાબિત કરી આપ્યો. વાયવ્ય સરહદનો પ્રાન્ત એ તો મુસલમાન પ્રાન્ત ગણાય. એ એક જ પ્રાન્તે હજારો માણસોને જેલમાં મોકલી આપ્યા, અને પાર વિનાનાં દુઃખો ને હાડમારીઓ સહન કર્યાં. બીજા પ્રાન્તોમાં પણ મુસલમાનોએ લડતમાં જે ભાગ લીધો તે નજીવો નહોતો. ૧૯૩૦માં મૌલાના આઝાદ મહાસભાના કામચલાઉ પ્રમુખ તરીકે પકડાયા તે વેળા તેમણે પોતાની પછી એ પદ લેવા ડૉ. અનસારીને નીમ્યા; અને તેમણે વિનાસંકોચે એ પદ સ્વીકાર્યું.

૧૯૩૦ની લડતમાં વીરરસ ૧૯૨૧ની લડત કરતાં જરાયે ઓછો નહોતો. એક અર્થમાં તો તેમાં વધારે વીરરસ હતો; કેમકે તેમાં લોકોએ ઘણા મોટા પ્રમાણમાં બલિદાન આપ્યાં ને કષ્ટો સહન કર્યાં; અને સરકારની સંગઠિત ને પશુતાભરી હિંસાની સામે નમૂનેદાર અહિંસા બતાવી. અત્યારસુધી અળગા રહેલા અનેક માણસો હવે લડતમાં જોડાયા; ને ખેડૂતોએ તેમના સર્વસ્વની કુરબાની કરી. ગાંધીજીની દાંડી કૂચ પછી જે સામુદાયિક સત્યાગ્રહ શરૂ થયો તેમાં હજારો

માણસોએ બહાદુરીથી લાઠીઓના માર ઝીલ્યા; સ્ત્રીઓએ નિર્દય ને પશુતાભર્યા હુમલા સહન કર્યા; ને કેટલાકે જીવ પણ ગુમાવ્યા. આ નિર્દોષ ને નિરપરાધ કરોડોની સામે પોતાના પશુબળના શરમભર્યા પ્રદર્શનથી સરકાર પોતે કંટાળી; અને લોર્ડ અરવીને પહેલી તકે 'રુક જાઓ'નો હુકમ આપ્યો. તે પછી લોર્ડ અરવીન અને ગાંધીજી વચ્ચેની ઐતિહાસિક વાટાઘાટો શરૂ થઈ; અને તેને અન્તે જે યુદ્ધ-વિરામ થયો તેણે બતાવી આપ્યું કે દેશમાં શાન્તિ સ્થાપવાની વાઈસરૉયને ખરેખરી ઇચ્છા હતી.

યુદ્ધવિરામ પછીના બનાવોનું વર્ણન અહીં અસ્થાને ગણાશે. જવાહરલાલજીની 'આત્મકથા'માં ને ડૉ. પટ્ટાભી સીતારામૈયાના 'મહાસભાના ઇતિહાસ'માં તેનું સવિસ્તર વર્ણન આપેલું છે. અહીં તો એમાંની માત્ર બેત્રણ વસ્તુ નોંધવા જેવી છે. અરવીન–ગાંધી કરાર થયા પછી બનેલા બનાવોએ પુરવાર કરી આપ્યું કે સરકારની સત્તા છોડવાની ઇચ્છા નહોતી, તેમજ હિંદના અમલદારોની શિરજોરી છોડીને સેવાભાવ ગ્રહણ કરવાની દાનત નહોતી. પણ મહાસભાની કાર્યવાહક સમિતિએ અપાર ધીરજ રાખી સન્ધિના કરારને ભાંગી પડતો અટકાવવા બનતો પ્રયત્ન કર્યો; અને ગાંધીજીની પોતાની ઇચ્છા નહોતી છતાં તેમને ગોળમેજી પરિષદમાં જવા વીનવ્યા. તેઓ વિલાયત જાય તે પહેલાં કાર્યવાહક સમિતિએ કોમી સવાલ વિષે પોતાની નીતિ નક્કી કરી, અને એમ જાહેર કર્યું કે "કોમી સવાલનો નિવેડો શુદ્ધ રાષ્ટ્રીયતાને ધોરણે જ આવી શકે; અને મહાસભા શીખો, મુસલમાનો ને બીજી લઘુમતીઓને બાંહેધરી આપે છે કે ભવિષ્યના કોઈ પણ બંધારણમાં કોમી સવાલનું જે નિરાકરણ લાગતા-વળગતા સર્વ પક્ષોને પૂરો સન્તોષ નહીં આપે તેનો મહાસભા સ્વીકાર નહીં કરે." પણ દેશની પરિસ્થિતિ જોઈને સમિતિએ એક યોજના ઘડી કાઢી; અને "તે નિર્મળ કોમીવાદ ને નિર્મળ રાષ્ટ્રવાદ વચ્ચેની એક માંડવાળરૂપ છે" એમ કહી તેનો સ્વીકાર કર્યો.

ગાંધીજી ગોળમેજી પરિષદમાં કેવી રીતે ગયા, પરિષદમાં રાષ્ટ્ર-

વાદી મુસલમાનોના પ્રતિનિધિ તરીકે ડૉ. અનસારીને બોલાવાય તે માટે તેમણે કેવો પ્રયત્ન કર્યો ને તેમાં કેવી નિષ્ફળતા મળી, ને સરકારે ઊભી કરેલી એક ટોળકીએ કોમી સમાધાન માટેના તેમના પ્રયાસોને કેવા ઊંધા વાળ્યા, એ કથાને આ જીવનચરિત્રમાં સ્થાન નથી. હિંદના અંગ્રેજ વેપારીઓના પ્રતિનિધિ તરીકે પરિષદમાં ગયેલા મિ. (અત્યારે સર) એડવર્ડ બૅન્થૉલે વિલાયતથી આવીને જે ગુપ્ત પરિપત્ર કાઢેલો તેનું લખાણ બ્રિટિશ સરકારનાં કરતૂતો પર ખેદ-જનક ટીકારૂપ હતું; તેમજ એ લોકોએ કોમ કોમ વચ્ચે લડાઈ કરાવવાની નીતિનું એક આસુરી ચાતુર્યવાળું શાસ્ત્ર ઘડેલું હતું એનો એક સચોટ પુરાવો એ લખાણમાંથી મળતો હતો. એમાં મિ. બૅન્થૉલ હરખમાં આવીને કહે છે કે "મિ. ગાંધી ખાલી હાથે હિંદને કિનારે ઊતર્યા," અને "વિલાયતની ચૂંટણી પછી ત્યાંની સરકાર-માંના જુનવાણી વિચારના લોકોએ નિશ્ચય કર્યો કે મહાસભાને તોડી નાખવી, પરિષદ સામે લડવું, ને મહાસભા સામે પણ લડાઈ ચલા-વવી." વળી એ પરિપત્રમાં એમ પણ કહ્યું કે "મુસલમાનો યુરો-પિયનોના પાકા દોસ્ત બન્યા છે; તેમને પોતાની સ્થિતિથી ઘણો સન્તોષ છે, ને તેઓ આપણી સાથે કામ કરવા તૈયાર છે;" અને "મુસલમાનો સાવ સાબૂત છે. લઘુમતીઓનો કરાર ને સરકારનું સામાન્ય વલણ એ વાતની ખાતરી આપે છે. એવું જ વલણ રાજાઓ તથા બીજી લઘુમતીઓનું પણ છે."

કોમી સવાલ વિષેનું મૌલાનાનું વલણ સમજવા માટે આટલું ટૂંકું બયાન જરૂરનું છે. આ પછી થોડા જ વખતમાં—એટલે કે ૧૯૩૬માં—ડૉ. અનસારી અવસાન પામ્યા. તેઓ એક મોટામાં મોટા રાષ્ટ્રવાદી મુસલમાન હતા. હવે મહાસભાના આગેવાનોમાં જે ખોબા જેટલા અગ્રેસર મુસલમાનો રહ્યા છે તેમાંના એક મૌલાના પણ છે. પણ આજ સુધી બની ગયેલા બનાવો પરથી તેમને તો દૃઢ પ્રતીતિ થઈ હતી કે જ્યાં સુધી બ્રિટિશ સરકાર ખસી જાય નહીં, ને

તે કોમોને પોતાનો ઝઘડો માંહોમાંહે પતવવા છૂટી મૂકી દે નહીં, ત્યાં સુધી કોમી સવાલનો નિવેડો આવવો અશક્ય છે.

ગાંધીજી ગોળમેજી પરિષદમાંથી પાછા ફર્યા ને જેલમાં પુરાયા, લોર્ડ વિલિંગડનની સરકારે નિર્દયપણે દમન ચલાવ્યું, ને ગાંધીજી જેલમાંથી છૂટ્યા, તે બધાં વરસો તેમજ ત્યારપછીના કાળમાં મૌલાનાએ રાષ્ટ્રીય મહાસભાને એકધારો સાથ આપ્યો છે. ૧૯૩૪માં સવિનય ભંગ મોકૂફ રખાયો; સ્વરાજ પક્ષને ફરી સજીવન કરવાનો નિશ્ચય થયો; અને ગાંધીજીએ ડૉ. અનસારીને લખેલા એક કાગળમાં કહ્યું કે "ધારાસભાઓ વિષેના મારા વિચારો જાણીતા છે," છતાં "જે મહાસભાવાદી કોઈ પણ કારણે સવિનય ભંગમાં ભાગ લેવા ન માગતા હોય કે લઈ ન શકતા હોય ને જેમને ધારાસભાપ્રવેશ વિષે આસ્થા હોય, તે સહુને માટે એ યોગ્ય છે, એટલું જ નહીં પણ તે સહુની એ ફરજ છે, કે તેઓ તેમાં પ્રવેશ કરે, અને પોતાનો કાર્યક્રમ પાર પાડવા સારુ બીજા લોકો સાથે મળીને જૂથ બાંધે."

## ૧૩

# રચનાત્મક કાર્યકર્તા

૧૯૩૫ના નવા રાજ્યબંધારણે પ્રાન્તોમાં અમુક મર્યાદિત પ્રમાણમાં સ્વરાજ આપ્યું હતું. એ સુધારા સ્વીકારવા લાયક નથી એ વિષે મહાસભાવાદીઓમાં એકમતી હતી. તે છતાં જે પ્રાન્તોની ધારાસભાઓમાં મહાસભાવાદીઓની બહુમતી હોય ત્યાં પ્રધાનપદ લેવાનો ઠરાવ મહાસભાની કાર્યવાહક સમિતિએ કેવી રીતે કર્યો, એ બહુ રસિક પ્રકરણ છે; પણ તેને આ પુસ્તકમાં સ્થાન ન આપી શકાય.

હોદ્દાઓના સ્વીકારની સાથે કાર્યવાહક સમિતિએ ૧૯૩૭માં એક પાર્લામેન્ટરી પેટાસમિતિ નીમી. તેમાં પોતાના કસાયેલ, વિશ્વાસપાત્ર, ને કુંદન જેવા શુદ્ધ એવા ત્રણ મહારથીઓને નીમ્યા. તેઓ ત્રણેય મહાસભાના પ્રમુખ થઈ ચૂકેલા હતા, ને તેમાંના એકેને કશો સ્વાર્થ સાધવાનો નહોતો. એ ત્રણ તે મૌલાના અબુલ કલામ આઝાદ, બાબુ રાજેન્દ્રપ્રસાદ, અને સરદાર વલ્લભભાઈ પટેલ. અમેરિકન પત્રકાર જોન ગંથરે ‘ઇનસાઇડ એશિયા’ કરીને જે પુસ્તક લખ્યું છે તેમાં મૌલાનાને “મહાસભાના મગજ અને આત્મજ્ઞાનના એક અંશરૂપ,” રાજેન્દ્રબાબુને “મહાસભાનું હૃદય,” અને સરદારને તેનો “નિર્દય મુક્કો” એ ઉપનામો આપ્યાં છે. એ વર્ણન અમેરિકન ઢબનાં કહેવાય; ને એ ઢબમાં દરેક વસ્તુને યુરોપ અમેરિકાના રાજકારણની દૃષ્ટિએ જોવાનો રિવાજ છે. એ રાજકારણ હિંદના રાજકારણની પેઠે કંઈ અહિંસા પર નિર્ભર નથી. એટલે આ જાતનાં ઉપનામ કદાચ ભભકદાર લાગે, પણ સાચાં તો કોઈ રીતે ન જ કહી શકાય. મહાસભાનાં પ્રધાનમંડળોએ ને ધારાસભામાં ગયેલા

મહાસભાવાદીઓએ દેશને જે વચનો આપ્યાં હતાં તેનું પાલન કરવામાં તેમને મદદ કરવા સારુ આ પાર્લામેંટરી પેટાસમિતિ નીમવામાં આવી હતી. એ કામમાં વ્યવસ્થાશક્તિ, લોકોમાં અપ્રિય થઇને પણ શિસ્ત જાળવવાની હિંમત, કડક નિષ્પક્ષપણું, ને નૈતિક જાગરૂકતા, એ ગુણોની પૂરેપૂરી જરૂર હતી. ત્રણેય સભ્યોમાં આ ગુણો ઓછાવત્તા પ્રમાણમાં હતા; પણ ત્રણેય જણે પોતાનું કામ જે એકનિષ્ઠા ને એકરાગથી ઉપાડી લીધું તે તો જવલ્લે જ જોવામાં આવે એમ છે. સમિતિને વિશાળ પ્રદેશમાં કામ કરવાનું હતું, તેને લીધે દરેક સભ્યને પોતપોતાનો વિભાગ અથવા 'ઝોન' સોંપવામાં આવ્યો હતો; પણ તેઓ જે કંઇ કરે તે બધામાં તેમની સંયુક્ત અને વ્યક્તિગત બંને પ્રકારની જવાબદારી હતી. એમાં પણ જે કામને માટે મૌલાનાને જ વિશેષ યશ આપી શકાય તેનું જ વર્ણન અહીં કરીને મારે તો સન્તોષ માનવાનો છે.

મૌલાના મુખ્યત્વે વિદ્વાન, વિચારક અને મુત્સદ્દી છે એટલા પરથી તેમણે કશું રચનાત્મક કામ નથી કર્યું, એમ કોઈ ન માની લે. ખાસ કરીને ૧૯૨૬ કે ૧૯૨૭ (વરસ મને ચોકસ યાદ નથી) માં કલકત્તામાં જે હિંદુ-મુસ્લીમ રમખાણો થયેલાં તે ખ્યાલમાં રાખીને હું આ વાત કહું છું. એ દિવસોમાં શાન્તિ સ્થાપવામાં સક્રિય મદદ કરનાર દરેક જણને પોતાનો જીવ હથેળીમાં લઈને ચાલવું પડયું હતું. એવે વખતે મૌલાના એ વિશાળ શહેરને ખૂણે-ખાંચરે ફરી વળ્યા. ક્યાંક તેમણે હિંદુઓને વીનવ્યા, ક્યાંક મુસલમાનો સાથે દલીલો કરી, અને રમખાણો અમુક લત્તાથી આગળ ન વધે એને માટે તનતોડ પ્રયત્નો કર્યા. એ વાત કહેતાં મૌલાના મને કહેવા લાગ્યા: "હિંદુઓની ઘીચ વસ્તીવાળા એક લત્તામાં બીજા એક દૂરના લત્તામાંથી મુસલમાન દરજીઓ આવતા ને પોતાનો રોજગાર ચલાવતા. હું તે જગાએ ગયો. એક હિંદુ ઘરમાં હિંદુઓએ સાઠથી સિત્તેર દરજીઓને આશરો આપ્યો હતો; પણ જે લત્તાઓમાં રમ-

ખાણુ ચાલુ હતું ત્યાં થઈને ઘેર જવાની એ દરજીઓની હિંમત નહોતી. આ લોકોના જીવ બચાવવા માટે મેં હિંદુઓનો આભાર માન્યો, દરજીઓને લારીઓમાં બેસાડયા, ને તેમને ઘેર પહોંચાડવા હું તેમની સાથે ગયો. મુસલમાન લત્તાઓમાં હિંદુઓની પણ એવી જ દશા થઈ હતી. એક મુસલમાને તેર હિંદુઓ (અગિયાર પુરુષો ને બે સ્ત્રીઓ) ને પોતાના ઘરમાં આશ્રય આપ્યો હતો. મધરાતે ભાડૂતી ટાંગા કે મોટર તો મળે નહીં. મેં મ્યુનિસિપાલિટીને વિનંતી કરીને એક મોટર મેળવી, પેલા લોકોને તેમાં બેસાડયા, ને તેમને ઘેર પહોંચાડયા. લાગલાગટ ત્રણ દિવસ ને રાત મને જરાયે આરામ કે શાંતિ મળ્યાં નહીં. એક દિવસ મધરાતને સુમારે મને આસનસોલથી એવી મતલબની ચિઠ્ઠી મળી કે ત્યાંથી બે દિવસ પર કલકત્તામાં અમુક ઠેકાણે જવા માટે કેટલાક લોકો નીકળ્યા હતા, પણ એમની કશી ખબર મળી નહોતી. મેં એમને શોધી કાઢયા, એમનાં સગાંને ખબર મોકલી, ને તેઓ સલામત ઘેર પાછા પહોંચે એવો બંદોબસ્ત કર્યો."

આ વાત પાછલા એક પ્રકરણમાં આવવી જોઈતી હતી; પણ મેં તેને જાણીજોઈને અહીં મૂકી છે, કેમકે મારે મૌલાનાની રચનાત્મક કામ કરવાની શકિતનું વર્ણન આપવું છે. કલકત્તામાં વખતોવખત ઊભી થયેલી સ્થાનિક મુશ્કેલીઓના ઉકેલમાં તેમણે જે ફાળો આપ્યો છે તેને વિષે હું અહીં કશું કહેવા માગતો નથી; તેમજ લખનૌનો શિયા–સુન્નીનો ઝઘડો પતવવા પાછળ તેમણે પોતાનાં સમય અને શકિતનો મોટો ભાગ કેવી રીતે વાપરેલો તેનો પણ ઉલ્લેખ હું અહીં કરવા માગતો નથી. એ પ્રશ્ન હજુ જેવો ને તેવો વિકટ છે. પણ મારી ખાતરી છે કે એનો આખરી નિકાલ જો કશાથી પણ આવવાનો હશે તો તે મૌલાનાની ડહાપણભરી દોરવણી ને તેમની લાગવગને લીધે જ હશે.

આ ઉપરાંત તેમનું એક બીજું પણ કામ છે જેને લીધે

લાખો ખેડૂતો તેમનો અહેસાન માનશે, અને તેમનાં સર્વ કામોમાં આ સૌથી ચિરસ્થાયી ગણાશે. એ તેમણે બિહારના ખેડૂતોને માટે કરેલું કામ. મહાસભાના ચૂંટણીના જાહેરનામામાં જે ગંભીર વચનો આપવામાં આવેલાં તેમાં એક એ હતું કે ખેડૂતો ને ગણોતિયાઓને સારી પેઠે રાહત આપવી. યુક્ત પ્રાન્ત અને બિહારમાં જ્યાં જમીનદારીની પ્રથા ચાલે છે, ત્યાં એ સવાલ અતિશય કઠણ હતો; કેમકે એ ખેડૂતો ને સરકાર વચ્ચેનો સીધો સવાલ નહોતો, પણ એક તરફ ખેડૂતો ને જમીનદારો ને બીજી તરફ સરકાર એ જાતના બે પક્ષો એમાં હતા. ૧૯૩૯ના અકટોબરમાં બિહારના જમીનદારોનું પ્રતિનિધિમંડળ મહાસભાના નેતાઓને મળવા કલકત્તે ગયું, ને ત્યાં બાબુ રાજેન્દ્રપ્રસાદને મળ્યું. રાજેન્દ્ર-બાબુને લાગ્યું કે જમીનદાર અને ખેડૂત વચ્ચે સલાહસંપથી સમાધાન કરાવવામાં જો મૌલાનાની મદદ મેળવી શકાય તો ભારે કામ થાય. કલકત્તે ગયેલા પ્રતિનિધિઓ મૌલાનાને પણ મળ્યા. તેમણે પટના જઇ અને તે બધી મદદ કરવાની તરત જ હા પાડી. તે પ્રમાણે તેઓ ગયા, અને રાજેન્દ્રબાબુની સાથે રહીને દિવસો સુધી કામ કર્યું. એ બંને નેતાઓએ બિહારના વડા પ્રધાન બાબુ શ્રીકૃષ્ણ સિંહની સાથે પણ સંસર્ગ રાખ્યો હતો; અને જ્યારે જ્યારે કોઈ મુદ્દા વિષે આખરી નિર્ણય પર આવવાનો વખત થાય ત્યારે વડા પ્રધાન પોતાના કેટલાક સાથીઓને લઇને આ વાટાઘાટોમાં હાજર રહેતા. જમીનદારોની સાથે ચર્ચા કરતા પહેલાં મૌલાના અને રાજેન્દ્રબાબુ બંનેએ, કિસાનોના સવાલોમાં ખાસ રસ ધરાવનાર મહાસભાવાદીઓ સાથે લાંબી વાતચીતો કરી લીધી હતી; તેમની શી ઇચ્છા છે તે પૂછી લીધું હતું; અને એ ધોરણ પર જમીનદારો સાથે વાટાઘાટ ચલાવી હતી. જમીનદારો ખેડૂતોની બધી જ માગણીઓ કબૂલ કરી લેશે એવી અપેક્ષા તો રખાય એમ નહોતું. પણ એમાંની જેટલી વધારે માગણીઓનો સ્વીકાર જમીનદારો પાસે કરાવી શકાય

તેટલીનો સ્વીકાર કરાવાનો પૂરો પ્રયત્ન મૌલાના ને રાજેન્દ્રબાબુ બંનેએ કર્યો.

કેટલાક સવાલો એવા કઠણ અને અટપટા હતા કે એને અંગે બહુ જ નાજૂક વાટાઘાટો કરવી પડી. એ વિષે વાત કરતાં મૌલાનાએ મને કહ્યું: "મેં સૌથી પહેલાં તો તેમની પાસે એક મુખ્ય સિદ્ધાન્ત કબૂલ કરાવ્યો. તે એ કે ખેડૂતના માથા પરનો બોજો ઘટાડવો જોઇએ, જેથી તે જીવતો રહી શકે. એ વાત સ્વીકાર્યા પછી સવાલ એ આવ્યો કે ખેડૂત પાસેથી જમીનદાર કેટલા ટકા ગણોત લે? એનો નિકાલ આવ્યા પછી, જે ખેડૂતો માનતા ન હોય ને સામે થતા હોય તેમની સાથે કેવી રીતે કામ લેવુ એ સવાલ આવ્યો. તે વેળા જે કાયદો ચાલુ હતો તેની રૂએ તો ખેડૂતને પાયમાલ કરવાની ને તેનું સર્વસ્વ લઈ લેવાની સત્તા જમીનદારને હતી. પણ એકવાર ન્યાયનો સિદ્ધાન્ત સ્વીકારાયો કે પછી તેઓ ગણોતની જે બાકી હોય તેના કરતાં વધારે કિંમતની જમીન ને માલમતા વેચવાનો આગ્રહ શી રીતે રાખી શકે? એકવાર તો એમ લાગ્યું કે આ સવાલ ઉપર જ આખી વાટાઘાટ તૂટી પડશે વાટાઘાટ આગળ ચાલે ત્યાં સુધી ધારાસભાનું કામકાજ અમે વડા પ્રધાન પાસે મોકૂફ રખાવ્યું. મેં જમીનદારોને વિનંતી કરી કે તેમણે બધું કામ તેમની સુજનતાને શોભે એવી રીતે કરવું જોઇએ, ને એક હાથે આપેલુ બીજે હાથે છીનવી લેવું ન જોઇએ. અને મારે કહેવું જોઈએ કે તેમણે બહુ સરસ રીતે એનો જવાબ વાળ્યો. એનું નૈતિક પરિણામ અજબ આવ્યું. કેટલીક જગાએ કાયદો અમલમાં આવતા પહેલાં જ, જાણે તે અમલમાં આવ્યો હોય એવી રીતે વર્તવાનું જમીનદારોએ શરૂ કરી દીધું."

એનાં આર્થિક પરિણામ પણ એટલાં જ મોટાં ને મહત્ત્વનાં નીવડ્યાં. બિહારમાં ગણોત સરેરાશ પચીસેક ટકા ઘટાડવામાં આવ્યું

છે; ને કેટલીક જગાએ તો ૪૦ થી ૫૦ ટકા જેટલો ઘટાડો કરવામાં આવ્યો છે. ખેડૂતોને જે હકો મળ્યા છે તેને લીધે તેઓ જમીનોના લગભગ માલિક બન્યા છે; માત્ર તેમને ગણોત આપવું પડે છે એટલું જ. ગણોત બાકી રહેવાને કારણે તેમની જંગમ મિલકત અને ઘરબાર વેચવાની છૂટ જમીનદારને રહી નથી. તેમજ તેમની જમીન પણ આખી ન વેચી શકાય; બાકી ભરપાઈ થાય એટલી જ જમીન વેચી શકાય; અને તે પણ સરકાર જેને વાજબી ગણે એવી કિંમતે. એટલે જમીનદાર જો ગણોતની બાકી પેટે તેમની જમીન વેચે તો તેની પૂરી કિંમત તેમને મળશે. ખેડૂતો ચાહે તેને જમીન વેચી શકે કે બીજી રીતે આપી શકે એવી છૂટ તેમને મળી છે. પણ એ જમીનના વેચેલા ભાગ ને ન વેચેલા ભાગ વચ્ચે ગણોતની વહેંચણી કરાવવી હોય, તો તે માટે જમીનદારને એક નાની રકમ ફી તરીકે આપવી પડે છે. જમીનના જેટલા મોબદલા થાય તે બધા કબૂલ રાખવાને જમીનદાર બંધાયેલો છે. ખેડૂતોને પોતાની જમીન પર ઘર બાંધવાની, ફળઝાડ વાવવાની, કે કૂવો ખોદવાની છૂટ છે. ગણોતની બાકીને કારણે તેમની પાસેથી જમીન છીનવી શકાતી નથી આમ તેમને લગભગ જમીનદારથી સ્વતન્ત્ર બનાવવામાં આવ્યા છે. જમીનદારને ગણોત આપવું પડે છે એટલું જ. એ ગણોતમાં પણ ઘટાડો કરવામાં આવ્યો છે.

બીજો પણ એક મોટો લાભ થયો છે. જમીનદારોને માથે ખેતીનો આવકવેરો નાખવાનો સવાલ જમીનદારો ને સરકાર વચ્ચે સમજૂતી થયા વિના ઊકલી શકે એમ ન હતું. બિહારમાં આ સવાલ પહેલી જ વાર ચર્ચા માટે ઉપસ્થિત થયેલો. મૌલાના અને રાજેન્દ્રબાબુની દરમ્યાનગીરીને લીધે એ સમજૂતી થવા પામી; ખેતીનો આવકવેરો બિહારમાં—બલ્કે કહો કે આખા હિંદમાં—આ પહેલી જ વાર નંખાયો; અને જમીનદારોએ પોતાની સંમતિથી એ કાયદો પસાર થવા દીધો. આને લીધે તેમના પર વરસે ૪૦ થી ૫૦

લાખ રૂપિયાનો બોજો પડે છે. એકલા ગણોતના ઘટાડાથી જ તેમને દર વરસે આશરે ૨ થી ૨॥ કરોડ રૂપિયાનું નુકસાન થયું છે, ને ખેડૂતોને એ રકમ જેટલો ફાયદો થયો છે!

આ વીગતો માટે હું રાજેન્દ્રબાબુનો આભારી છું. આ વાટાઘાટોમાં મૌલાનાએ આપેલા ફાળાનું બયાન કરતાં તેમણે મૌલાનાનાં જે વખાણ કર્યાં તે હું અહીં ઉતારું છું:

"જમીનદારો સાથેની વાતચીત દરમ્યાન મૌલાનાની ભારે કુનેહ અને સમજાવટની શક્તિ પૂરેપૂરી દેખાઈ આવી. એમને શરૂઆતમાં એક મુશ્કેલી નડેલી, કેમકે બિહારના કિસાનોને લગતા કાયદાની વીગતોથી તેઓ વાકેફ નહોતા. પણ ચર્ચાઓ આગળ વધી કે તરત તેમણે આ અટપટા કાયદાની વીગતોનું પૂરતું જ્ઞાન મેળવી લીધું. તે પછી તેઓ ઝપાટાભેર નિર્ણય કરી શકતા, એટલું જ નહીં પણ પોતાના મતનો સ્વીકાર બીજાઓ પાસે કરાવી પણ શકતા. પહેલે પ્રસંગે ચર્ચાઓ ઘણા દિવસ સુધી ચાલી, ને ઘણાખરા મુદ્દાઓનો નિકાલ આવી ગયો. પણ મૌલાના સાહેબને બીજીવાર પટના આવીને ઘણા દિવસ રહેવું પડ્યું. આમ લાંબી ચર્ચા પછી મહાસભા ને જમીનદારો વચ્ચે સમાધાન થવા પામ્યું. આ વાટાઘાટમાંથી અમે કિસાન સભાને જાણીજોઈને બાતલ રાખેલી; કેમકે તેને આથી વધારે છૂટછાટની જરૂર લાગે તો તેને માટે ચળવળ ચલાવવાની તેની છૂટ પર અમે અંકુશ મૂકવા માગતા નહોતા. અમને લાગ્યું કે જમીનદારોના વિરોધની સામે થઈને કાયદો કરવો પડે તેના કરતાં તેમની સંમતિ મેળવીને કામ કરતાં કાયદો વહેલો પસાર થાય, અને કિસાનોને રાહત વહેલી મળે. અને એમ બન્યું પણ ખરું. પ્રધાનમંડળે હોદ્દા લીધા પછી થોડા મહિનાની અંદર જ કાયદો પસાર થયો; અને પ્રધાનમંડળે રાજીનામાં આપ્યાં ત્યાં સુધીમાં તો નવા કાયદાએ મંજૂર કરેલી ગણોતના ઘટાડાની ક્રિયા

ઘણી જમાએ પૂરી થઈ ગઈ, ને પ્રાન્તના મોટા ભાગમાં તેનું કામ ઘણું આગળ વધ્યું. હું માનું છું કે બિહાર એ એક જ પ્રાન્ત એવો છે જ્યાં મહાસભાના પ્રધાનમંડળે કિસાનોને આપવા ધારેલી ને કબૂલ કરેલી રાહત ખરેખાત અપાઇ હોય. ગણોત તથા આવક-વેરો બંનેને લગતા કાયદાની બાબતમાં, જ્યારે વાટાઘાટો તૂટી પડવાની અણી પર આવેલી દેખાતી ત્યારે મૌલાનાની ભારે કુનેહ, સામા પક્ષ જોડે કામ લેવાની રીત, ને સમજાવટની શક્તિ નાવને ખરાબે ચડતું બચાવી લેતી."

## ૧૪

## લડતના ભણકારા

પણ મહાસભાને માટે રચનાત્મક કામનો આ ગાળો લાંબા વખત સુધી અનુભવવાનું નિર્માયેલું નહોતું. યુરોપમાં લડાઈનાં જે વાદળ વરસો થયાં ઝઝૂમી રહ્યાં હતાં તે ૧૯૩૯ના સપ્ટેંબરમાં આપણે માથે તૂટી પડ્યાં. તેને લીધે દેશને વસ્તુસ્થિતિનું ભાન એકાએક થવા પામ્યું. આપણે માનેલું કે જે સહેજસાજ પ્રાન્તિક સ્વરાજ આપણે ભોગવીએ છીએ તે આપણને પૂર્ણ સ્વરાજની દિશામાં આગળ લઈ જાય છે. પણ લડાઈએ પુરવાર કરી આપ્યું કે આપણે તો કંઈ હિસાબ જ નથી, ને આપણે હજુ પણ તાબેદાર જ છીએ. લડાઈ જાહેર થયા પહેલાં જ હિંદી લશ્કરને હિંદની વડી ધારાસભાની સંમતિ સિવાય સિંગાપુર અને ઇજિપ્ત મોકલવામાં આવેલું લડાઈ જાહેર થઈ એટલે હિંદને લડાઇમાં જોડાયેલો દેશ જાહેર કરવામાં આવ્યો; જાણે હિંદને પોતાની વાણી કે ઇચ્છા કશું હોય નહીં કે હોઇ શકે પણ નહીં. રાજ્યબંધારણના કાયદામાં જે ફેરફાર કરવામાં આવ્યો તેને લીધે, પ્રાન્તિક સ્વરાજનો જે તણખો બાકી રહ્યો હતો તે પણ હોલવાઇ ગયો. પરિણામે વડી સરકારને પ્રાન્તોના રોજે-રોજના કારભારમાં દખલ કરવાની છૂટ મળી ગઇ, અને વટહુકમો (ઑર્ડીનન્સો)નો અમલ શરૂ થયો. આ અશુભ શુકનો જોઈને મહાસભાની કાર્યવાહક સમિતિએ પ્રધાનમંડળોને નીકળી જવાનો આદેશ આપત અને સાથેસાથે જાહેર કરત કે યુદ્ધને લગતાં આ કામોમાં મહાસભા સરકારને કશો સાથ નહીં આપી શકે, તો તે સાવ વાજબી ગણાત. પણ કાર્યવાહક સમિતિએ તો લાંબી વિચારણા પછી એમ નક્કી કર્યું કે તેણે બ્રિટિશ સરકારને એટલું જાહેર કરવાને

કહેણ આપવું કે લોકશાસન અને સામ્રાજ્યશાસન પરત્વે આ યુદ્ધમાં તેનાં ધ્યેય શાં છે, ને તેનો અમલ હિંદને વિષે કેવી રીતે થવાનો છે; અન્તે આ ખુલાસો સરકાર તરફથી થાય તે પછી જ મહાસભાના વલણ વિષે કંઈ નિર્ણય થઈ શકે. આ પછી શું બન્યું તે તો રાજકાજના દરેક અંગ્રેજ ને હિંદી અભ્યાસીના સ્મરણમાં તાજું છે.

આનો જવાબ આપતાં બ્રિટને પહેલાં તો સામા પક્ષનો વાંક કાઢવા માંડ્યો ને દમદાટી આપી જોઈ, ને તે પછી કોમ કોમ વચ્ચે લડાઈ કરાવવાની નીતિ પુરજોરમાં આદરી ગાંધીજી તો પોતાની સહાનુભૂતિ મિત્રરાજ્યોના પક્ષમાં છે એમ કહી ચૂકયા હતા, અને સરકારને વિનાશરતે નૈતિક સહકાર આપવાની સલાહ તેમણે કાર્યવાહક સમિતિને પણ આપી હતી. પણ કાર્યવાહક સમિતિના સભ્યો તો દુનિયાદારીવાળા માણસો રહ્યા; એટલે ગાંધીજીની સલાહનો સ્વીકાર દેશની પાસે કરાવી શકાશે એવો આત્મવિશ્વાસ તેમને નહોતો. અને જે ખોળાધરીઓ દીવા જેવી સ્પષ્ટ હતી તે માગવામાં તેમને કશું અજુગતું ન લાગ્યું. ગયા વિશ્વયુદ્ધ વખતે બ્રિટનની વસાહતોએ પણ એવી શરત મૂકેલી કે તેમને બ્રિટિશ રાષ્ટ્રસમૂહના સ્વતન્ત્ર કે સ્વાયત્ત ઘટકો ગણવા જ જોઇએ. મૌલાનાએ રામગઢની મહાસભાને પ્રમુખપદેથી આપેલા ભાષણમાં કહેલું: "આજે પાછાં રાષ્ટ્રોને ઘેટાંની પેઠે લડાઈની ખુનામરકી ને આગમાં ધકેલવામાં આવે છે આપણે શું સત્ય અને વિવેકનો એટલે સુધી ત્યાગ કરવો જોઇએ કે આપણે મોત અને બરબાદીના તોફાનમાં ભૂસકો મારતા પહેલાં એટલું પૂછી પણ ન શકીએ કે આ બધું શાને માટે ચાલી રહ્યું છે ને અમારા ભાગ્ય પર આની શી અસર પડશે?"

આ પછી જે બનાવો બન્યા તેણે પુરવાર કરી આપ્યું કે કાર્યવાહક સમિતિએ વહેવારુ માણસની દૃષ્ટિએ વિચાર કરી જોયો એ વાજબી હતું. બ્રિટનના મુત્સદ્દીઓએ જે જાહેરાતો કરી તે પરથી એટલું તો સાબિત થયું જ કે બ્રિટનની પાસે તેનાં યુદ્ધને લગતાં

ધ્યેયની જાહેરાત કરાવવી જ જોઈએ એવો આગ્રહ કાર્યવાહક સમિતિએ રાખ્યો એને લીધે ગાંધીજી એક આઘાતમાંથી ઊગરી ગયા; નહીં તો ક્યારેક એકાએક તેમની આંખો ઊઘડત ને તેમને અતિશય દુઃખ થાત. ગાંધીજીએ થોડા જ વખતમાં જોયું કે બ્રિટિશ સરકારમાં ભલાઇ જેટલી હતી તેના કરતાં વધારે તેમણે કલ્પી લીધી હતી. યુદ્ધ શરૂ થયું ત્યારથી મહાસભાના સર્વ નિર્ણયોમાં કાર્યવાહક સમિતિના એક અગ્રેસર સભ્ય તરીકે મૌલાનાએ મોટો ભાગ ભજવ્યો છે, એ કહેવાની જરૂર નથી.

બ્રિટિશ સરકારે યુદ્ધને અંગેનાં પોતાનાં ધ્યેય જાહેર કરવાં જોઇએ એવો મહાસભાનો આગ્રહ, અને એ માગણીનો બ્રિટિશ સરકારે વાળેલો જવાબ, એ બેમાંથી કયો રસ્તો ન્યાયની દૃષ્ટિએ યોગ્ય હતો, એનો નિર્ણય તો ઇતિહાસ જ કરશે. કોમ કોમ વચ્ચે ફૂટ પડાવી લડાઈ કરાવવાની જે નીતિ વિલાયતમાં ગોળમેજી પરિષદ વખતે ચલાવાયેલી તેને લીધે ત્યાં કોમી એકતા માટે થયેલા સર્વ પ્રયત્નો એળે ગયા હતા. ૧૯૩૨માં જે કોમી પરિષદ ભરાઈ તેમાં કોમી એકતા લગભગ સિદ્ધ થઇ હતી. પણ આ વેળા કોમી કલહે જેવું બેહૂદું રૂપ પ્રગટ કર્યું તેવું અગાઉ કદી પ્રગટ કર્યું નહોતું. જે સમૂહો ને પક્ષોની કલ્પિત કે સાચી ફરિયાદોનો ગેરલાભ ઉઠાવી શકાય એમ હતું તે સહુને બોલાવી એક બાજુ ઊભા રાખવામાં આવ્યા. તેમ કરવામાં હેતુ દુનિયાને એમ બતાવવાનો હતો કે 'મહાસભાવાદી' હિંદ કરતાં મોટું એવું 'બિનમહાસભાવાદી' હિંદ પડેલું છે.

મહાસભા આ ચાલબાજીથી જરાયે ગભરાઇ નહીં. તેણે તો જાહેર કર્યું કે પુખ્ત વયના કે એને મળતા બીજા કોઇ મતાધિકારથી ચૂંટાયેલા, મહાસભાના કે મહાસભા બહારના, હિંદી પ્રતિનિધિઓ જે બંધારણ ઘડી કાઢે તેનો સ્વીકાર કરવાને અમે તૈયાર છીએ. મુસ્લીમ લીગ એમ કહેવા તૈયાર નહોતી; તેને તો આ લઘુમતીઓને હાથમાં લઈને રમાતી ચાલબાજી વધારે ગમતી હતી.

એ દિવસોમાં મુસ્લીમ લીગે ધારણ કરેલું વલણ હજુ આપણી સ્મૃતિમાં તાજું છે. મહાસભાએ ઘણીવાર સમાધાન માટે પોતાની તૈયારી બતાવી, પણ મુસ્લીમ લીગે તે અશક્ય કરી મૂક્યું. તેણે એવો હદ બહારનો દાવો રજૂ કર્યો કે આખા મુસ્લીમ હિંદની વતી બોલવાનો અધિકાર અમને એકલાને છે. મહાસભાનાં પ્રધાનમંડળો હોદ્દા પર હતાં ત્યારે તેમને ખસેડવા લીગે કશો પ્રયાસ ન કર્યો. ગવર્નરને લઘુમતીઓની સલામતી માટે હસ્તક્ષેપ કરવાની જે ખાસ સત્તા અપાયેલી છે તે સત્તા વાપરવાની તેને વિનંતી કરવાનો લીગને કદી પ્રસંગ આવ્યો નહીં; કેમકે એ સત્તા વાપરવી પડે એવો અન્યાય જ બિલકુલ થયો નહોતો. મહાસભાનાં પ્રધાનમંડળોએ રાજીનામાં આપ્યાં ત્યારે, રાજીનામાં ન આપવાને લીગના કેટલાક સભ્યોએ તેમને વિનંતી સુદ્ધાં કરી હતી. પણ એ રાજીનામાં પછી થોડા જ વખતમાં તેમણે 'મુક્તિ અને આભારનો દિન' ઊજવ્યો; ને મુસલમાનો 'બહુમતી'-ના અમલમાંથી છૂટવા પામ્યા તે માટે સભાઓ ભરીને હર્ષ પ્રગટ કર્યો. તે પછી તેઓ એક પછી એક હદપારની માગણી કરતા ગયા. અને હવે તો અગાઉની બધી માગણીઓથી પણ આગળ જઈને એમ માગ્યું છે કે હિંદને જીવતું ચીરીને 'મુસ્લીમ' હિંદ અને 'હિંદુ' હિંદ એવા બે વિભાગમાં વહેંચી નાખવું જોઈએ. મહાસભાનાં પ્રધાનમંડળો મુસલમાનોનાં વિરોધી હતાં એવો જે આરોપ લીગે કર્યો તે કેવળ મહાસભા સામે નહોતો, મૌલાના સામે પણ હતો. મહાસભા સામેનો એ આરોપ જો સાચો હોય, તો એમ જ કહેવાય કે કાર્યવાહક સમિતિ ને પાર્લામેંટરી પેટાસમિતિના એક અગ્રેસર સભ્ય તરીકે મૌલાનાએ, મહાસભામાં પોતાનું પદ ટકાવવા માટે, પોતાની કોમને દગો દીધો છે. એના કરતાં વધુ હાંસીપાત્ર આરોપ બીજો કલ્પી શકાય એમ ન હતું. પણ મૌલાનાએ એક શાન્ત અને આવેશ વિનાના જાહેર નિવેદનમાં એ આરોપની ચર્ચા કરી. એ નિવેદનના સૌથી અગત્યના ભાગો અહીં આપવા જેવા છે:

"અને હવે, જ્યારે મહાસભાએ પોતાની સ્વેચ્છાએ ને રાજી-ખુશીથી આઠ પ્રાન્તોનું રાજ્ય છોડી દીધું છે, ત્યારે લીગના પ્રમુખ પાસે હિંદના મુસલમાનોને આપવાની સલાહ શી છે? એ કે તેમણે મસીદોમાં જવું, ને મહાસભાનાં પ્રધાનમંડળોમાંથી પોતાનો છુટકારો કર્યો તે માટે અલ્લાનો અહેસાન માનવો. પણ એ પ્રધાનમંડળોએ તો સત્તા કરતાં ફરજને અધિક ગણી છે. તેમણે એકલા હિંદની આઝાદીના નહીં, પણ પૂર્વની સર્વ દલિત પ્રજાઓના હકોને ખાતર, રાજીનામાં આપ્યાં છે. મુસલમાનોના કોઈ પણ સમૂહને મહાસભા જોડે ભલે ગમે તેટલી તકરાર હોય તોપણ, તે પોતે દુનિયા આગળ આવા રૂપમાં રજૂ થવાનું સાંખી લે, એ વાતની કલ્પના કરવી પણ મને તો મુશ્કેલ લાગે છે.

"મુસલમાનોને પોતાના હકો ને સ્વાર્થોને ખાતર યોગ્ય લાગે એવી કોઈ પણ જાતની લડત ચલાવવાનો પૂરેપૂરો હક છે. પણ એ તેમનો ઘરનો ઝઘડો છે. તમણે કોઈ પણ સંજોગોમાં એવાં કશાં પગલાં ન ભરવાં જોઈએ જેનો ઉપયોગ હિંદની આઝાદીને રોકવા માટે થઈ શકે. જનાબ ઝીણાનું અત્યારનું વલણ તેમને એ દુઃખદ સ્થિતિ તરફ લઈ જાય છે. એનો સ્પષ્ટ અર્થ એ છે કે મુસલમાનોને હિંદની આઝાદીના માર્ગમાં આડખીલીરૂપ બનાવવામાં આવે છે. ૧૯૧૨માં મેં આની સામે મુસલમાનોને ચેતવણી આપી હતી એ ચેતવણીનું પુનરાવર્તન કરવાની જરૂર આજે સત્તાવીસ વરસ પછી પડી છે, એથી મારા હૃદયને ઊંડો ઘા લાગ્યો છે.

"વળી જનાબ ઝીણા મુસલમાનોને 'મુક્તિદિન' ઊજવવાની સલાહ શા માટે આપે છે? તેઓ 'મહાસભાનાં પ્રધાનમંડળોના અત્યાચાર'માંથી બચી ગયા છે એટલા માટે. એ અત્યાચારો કેટલા ને કયા પ્રકારના હતા? જનાબ ઝીણાના શબ્દોમાં કહીએ તો, 'મહાસભાનાં પ્રધાનમંડળો મુસલમાનોના હિતને નુકસાન કરવાની ચોક્સ નીતિથી દોરવાયેલાં હતાં; અને મહાસભાનાં પ્રધાનમંડળોએ રાજ-

કારભારની ફરજો અદા કરવામાં તેમજ ધારાસભાઓમાં મુસ્લીમ લોકમતની અવગણના કરવાનો તથા મુસ્લીમ સંસ્કૃતિનો નાશ કરવાનો પૂરેપૂરો પ્રયત્ન કર્યો છે, અને તેમના ધાર્મિક ને સામાજિક જીવનમાં દખલ કરી છે તથા તેમના આર્થિક ને રાજકીય હકોને કચડી નાખ્યા છે.' પળભર માની લો કે જનાબ ઝીણાએ આપેલો આ ચિતાર સાચો છે તો તેમાંથી શો નિર્ણય ફલિત થઈ શકે એનો વિચાર આપણે કરીએ. એ નિર્ણય દીવા જેવો છે. તે એ કે આઠ પ્રાન્તોની સરકારો મુસલમાનોના ધાર્મિક ને સામાજિક જીવનમાં દખલ કરતી આવી છે. તેમણે મુસલમાનોની સંસ્કૃતિનો નાશ કરવાનું ચાલુ રાખ્યું હતું. તેમણે એ કોમના આર્થિક ને રાજકીય હકોને કચડયા હતા. અને આ બધો અત્યાચાર કંઈ થોડા દિવસ ચાલ્યો ન હતો; તે તો લાગલાગટ અઢી વરસ સુધી ચાલેલો! તો આવા અશક્ય સંજોગોમાં હિંદના આઠ કરોડ મુસલમાનોએ શું પગલું ભર્યું? આટલું એક જ, કે મહાસભાનાં પ્રધાનમંડળો પોતાની મેળે રાજીખુશીથી રાજીનામાં આપે એ આશાએ તેઓ ત્રીસ મહિના સુધી રાહ જોતા બેઠા. તેમનું આ સ્વપ્નું જ્યારે સાચું પડયું ત્યારે પરવરદિગાર આગળ પોતાનાં હૃદય ઠાલવી તેનો આભાર માનવા લાગ્યા; અને ઈઝરાયલની પ્રજાની પેઠે તેઓ કહેવા લાગ્યા કે અમારી મુક્તિનો દિવસ આવ્યો છે. જનાબ ઝીણા જગતની આગળ મુસલમાનોનો કેવો શાનદાર ચિતાર રજૂ કરવા માગે છે!

"આવું અવનતિસૂચક ચિત્ર એક પળવાર પણ સાંખી લેવું મુસલમાન તરીકે મારે માટે અશક્ય છે. દેશની આઠ સરકારોએ લાગલાગટ અઢી વરસ લગી તેમના ધર્મમાં દખલ કરી, તેમની સંસ્કૃતિનો નાશ કર્યો, તેમના આર્થિક ને રાજકીય હકો કચડયા, તે છતાં તેઓ 'મુક્તિદિન' ઊજવવાની રાહ જોતા નમ્રભાવે બેસી રહ્યા! હિંદના આઠ કરોડ મુસલમાનો આવા નિષ્ક્રિય ને લાચાર બની શકે છે એ વાત માનવાની હું સાફ ના પાડું છું. હિંદના મુસલમાનોની

સ્વમાનની ભાવના પર આ દેખીતો ઘા છે. આ રીતે તો તેમને અમૃતને બદલે વિષનું પાન કરાવવામાં આવે છે. માણુસો આવી જુલમી સરકારોને સાંખી શકતા એ દહાડા ક્યારના વહી ગયા. હવે તો જનાબ ઝીણા મણાવે છે એવા જુલમો કર્યા પછી કોઈ પણ પ્રાન્તિક સરકાર ટૂંકી મુદત માટે સુદ્ધાં રાજ્યનો કારોબાર ચલાવી શકે એ અશક્ય છે. જનાબ ઝીણા કહે છે કે મહાસભાના દરેક પ્રધાન-મંડળે એ કામ કરેલું, ને તેમાં એકે અપવાદ ન હતો. હું કહું છું કે એક પણ પ્રધાનમંડળે આવું વલણ ધારણ કર્યું હોત, તો હિંદના મુસલમાનોમાં એટલી ઝિંદાદિલી તો ખસૂસ છે કે તેઓ મુક્તિદિન ઊજવવાની સૂચના જનાબ ઝીણા તરફથી મળવાની રાહ જોતા ન બેઠા હોત. તેમણે થોડા જ વખતમાં એવા પ્રધાનમંડળની જિંદગી ખતમ કરી નાખી હોત. જડતા ને નામર્દાઈના ગુણો હિંદી મુસલ-માનોના હાડમાં નથી. લાગલાગટ અઢી વરસ સુધી તેમના સામા-જિક ને ધાર્મિક જીવનમાં દખલ કરવામાં આવે, અને તેમના આર્થિક ને રાજકીય હકોને કચડવામાં આવે, એ તેઓ મૂગે મોઢે જોઈ ન જ શકે.

"આ સંબંધમાં એક વાત યાદ રાખવા જેવી છે. જનાબ ઝીણાનો આરોપ એ નથી કે મહાસભાએ કોમી વાતાવરણ સુધાર-વાને જે કંઈ કરવું ઘટતું હતું તે બધું કર્યું નહીં, અથવા તો અમુક ખાસ દાખલાઓમાં અમુક પ્રાન્તના મુસલમાનોને ફરિયાદ કરવાની છે, અથવા કોઈ પ્રધાનમંડળે વહીવટી બાબતોમાં અમુક ભૂલો કરી. એમના આરોપો આ પ્રકારના હોત, તો તે ગેરવાજબી ન ગણાત, અને એને વિષે તપાસ કરવી વાજબી ગણાત. પણ જનાબ ઝીણા સીડીનાં વચલાં પગથિયાં પર ચડીને સન્તોષ માને એવા માણસ નથી. તેમનો આરોપ તો સાફસાફ એ છે કે 'મહાસભાનાં પ્રધાન-મંડળોની નીતિ ખસૂસ મુસલમાનોની વિરોધી હતી.' તેમણે મુસ્લીમ સંસ્કૃતિનો 'નાશ' કરવાનું ચાલુ રાખ્યું, તેમણે 'મુસલમાનોના

ધાર્મિક ને સામાજિક જીવનમાં સતત દખલ કરી,' અને 'મુસલ-માનોના રાજકીય ને આર્થિક હકોને હંમેશાં કચડ્યા.'

"મેં મારી જવાબદારીના પૂરેપૂરા ભાન સાથે અગાઉ ઘણી-વાર કહ્યું છે, ને આજે ફરીવાર કહું છું, કે મહાસભાનાં પ્રધાનમંડળો સામેના આ બધા આરોપો સાવ પાયા વિનાના છે. મહાસભાનાં પ્રધાનમંડળોની નીતિ 'ખસૂસ મુસલમાનોની વિરોધી' હતી, અને તેઓ 'મુસલમાનોના ધાર્મિક, રાજકીય ને આર્થિક હકોને કચડતાં આવ્યાં છે,' એમ કહેવું એ તો પહાડ જેવું જૂઠાણું છે.

"જનાબ ઝીણાની, અથવા આવા આરોપો મૂકવા ઇચ્છનાર હરકોઈ માણસની, એ ફરજ છે કે દુનિયામાં સામાન્યપણે ચાલે છે એવી કોઈ પદ્ધતિથી એ આરોપો સાબિત કરી બતાવવા. અને તેઓ જો એમ ન કરી શકે, તો તેઓ પોતાની જબાન અને કલમ પર અંકુશ રાખે એટલી ઓછામાં ઓછી અપેક્ષા તેમની પાસેથી દરેક સમજુ માણસ રાખશે.

"મહાસભાનાં પ્રધાનમંડળોના અમલવાળાં, છેલ્લાં બે વરસ દર-મ્યાન મુસલમાનોની જે ફરિયાદો મારી જાણમાં આવી તેને વિષે મેં પોતે કેવું વલણ ધારણ કરેલું, એનું બયાન આપવાનો આ પ્રસંગ નથી. એનું બયાન હું ભવિષ્યમાં કોકવાર વીગતથી આપીશ. પણ હું ટૂંકામાં એટલું કહું કે આ આખા સમય દરમ્યાન મારી જાણમાં આવેલી એકે ફરિયાદની બારીકાઈથી તપાસ કરવાનું હું ચૂક્યો નથી. પાર્લામેંટરી પેટાસમિતિના મારા બંને સાથીઓ, કાર્યવાહક સમિતિના સભ્યો, પ્રાન્તોના પ્રધાનો, તથા પ્રાન્તિક સમિતિઓના હોદ્દેદારો જાણે છે કે આ બાબતોમાં મારું વલણ કેવું કડક ને અણનમ રહ્યું છે. કેવળ પ્રધાનોના જવાબોથી હું સન્તોષ માનતો નહીં; અને ઘણી-વાર એવા વિષયોના તુમાર મારી જાતે વાંચી જતો, ને એકેએક મુદ્દાની તપાસ કડકાઈથી કરી જોતો.

"આ સંબન્ધમાં હું એટલું જ કહેવા ઇચ્છું છું કે જનાબ ઝીણાના આરોપોનો અમુક ભાગ પણ જો સાચો હોત, તો હું એવો માણસ નથી કે મહાસભાનાં પ્રધાનમંડળોને ચોવીસ કલાક પણ તેમનાં આસન પર બેસી રહેવા દેત.

"જનાબ ઝીણા ને તેમના સાથીઓ જો એમ માનતા હોય કે તેઓ આ વાતો મુસલમાનોના હિતને ફાયદો કરવા સારુ કહી રહ્યા છે, તો હું તેમને ખરા દિલથી કહું છું કે તેઓ એથી સાવ ઊલટી વાત કરી રહ્યા છે; અને તેઓ જો બને એટલા વહેલા પોતાની દિશા બદલશે તો તેઓ હિંદના મુસલમાનોની સાચી સેવા કરશે. એવી સાચી સેવાની હિંદના મુસલમાનોને આજે મોટામાં મોટી જરૂર છે."

૧૫

# રાષ્ટ્રપતિ

મૌલાના સાહેબે મહાસભાના પ્રમુખપદ માટે ઉમેદવારી નોંધાવી, એ મહાસભાના પ્રતિનિધિઓની રાષ્ટ્રીય ભાવના, હિંદુ મુસ્લીમ ઐક્ય વિષેની તેમની શ્રદ્ધા, અને અગાઉ કદી નહીં આવેલી એવી કટોકટીની ઘડીએ રાષ્ટ્રનું ભાવિ એક મુસલમાન નેતાના હાથમાં સોંપવાની તેમની હિંમત, એ સર્વ ગુણોની કસોટીરૂપ હતું. તેઓએ ઘણી જ મોટી બહુમતીથી મૌલાના વિષેનો પોતાનો વિશ્વાસ પ્રગટ કર્યો. વિશ્વાસ તો તેમણે ૧૯૩૯માં પણ પ્રગટ કર્યો હોત; પણ આપણા દેશના ઇતિહાસમાં ૧૯૪૦નું જે વરસ ખરી કટોકટીનું હતું તે વેળાએ તેમણે આ ચૂંટણી કરી એ વિશેષ નોંધપાત્ર છે. લાહોરમાં મૌલાનાએ આપેલી એક મુલાકાતમાં તેમના મોંમાં આ શબ્દો મૂકવામાં આવેલા: "હવે ધારાસભાનો કાર્યક્રમ ઊંચો મુકાયો છે, એટલે મને પ્રમુખ થવાનું કબૂલ કરવામાં કશી મુશ્કેલી નથી." "આમ કહેવામાં આપનો શો આશય હો?" એમ મેં એમને પૂછી જોયું. તેઓ કહે: "મારા કહેવાનો અર્થ એ હતો કે ધારાસભાનો કાર્યક્રમ પૂરો થયો છે. પ્રધાનમંડળોને રાજીનામાં આપવાનું ફરમાવનારો જે ઠરાવ કાર્યવાહક સમિતિએ કર્યો તેમાં મારો હિસ્સો હતો. એટલે હવે જો મને આવતી મહાસભાનું પ્રમુખપદ લેવાનું કહેવામાં આવે ને હું ના પાડું, તો એ ઠરાવનાં કુદરતી પરિણામોમાંથી છટકવાનો અપરાધ હું કરું છું, એમ કહેવું સકારણ અને વાજબી ગણાય. સરકાર પોતાના વલણમાં ફેરફાર ન કરે, તો આપણે વહેલામોડા ક્યારેક સવિનય ભંગની લડત ઉપાડવી પડે. અને સવિનય ભંગ થવાનું ચોક્કસ હતું એટલે હું ડરી ગયો, એમ કોઈને કહેવા કે માનવાનું કારણ હું આપવા માગતો નહોતો. વળી લોકો મારા

પર સાધારણ વખતમાં વિશ્વાસ મૂકે એ તો સારું મણાય જ. પણ આવા વિષમ સમયમાં તેમણે મારા પર વિશ્વાસ મૂક્યો એ તો એવી વાત થઈ કે મારે હા પાડ્યે જ છૂટકો." હું માનું છું રાષ્ટ્રપતિ-પદેથી મૌલાનાએ રામગઢમાં ૧૯૪૦ના માર્ચમાં આપેલું વ્યાખ્યાન અને તેમણે એ અધિવેશનમાં જે રીતે કામકાજ ચલાવ્યું તે બંને આ પદ માટે રાષ્ટ્રે કરેલી એમની પસંદગીની યોગ્યતા પુરવાર કરે છે. એ વ્યાખ્યાનમાં મૌલાનાના વિશિષ્ટ ગુણોનું પ્રતિબિંબ દેખાઈ આવે છે. એમાં કડીબદ્ધ દલીલોથી ભરેલું છટાદાર વક્તૃત્વ છે. તેમાં કેવળ પ્રાસંગિક સવાલોની જ ચર્ચા કરેલી છે, અને તે સિવાય બીજા એકે પ્રશ્નને સ્પર્શ કરવાનું પ્રયત્નપૂર્વક ટાળ્યું છે. પટનામાં મળેલી કાર્યવાહક સમિતિએ જેમ એક જ ઠરાવ પસાર કરવાનો નિશ્ચય કર્યો, તેમ મૌલાનાએ પોતાના વ્યાખ્યાનમાં સવિસ્તર ચર્ચા માટે એક જ મુખ્ય વિષય પસંદ કર્યો. એમાં એક પણ કંડિકા નકામી નહોતી, કે એકે શબ્દ જરૂર ઉપરાંતનો વાપર્યો નહોતો.

જેમને મૌલાનાની શૈલી ને વિષયનિરૂપણનો ઢબનો અભ્યાસ કરવો છે તેમણે તો એ આખું વ્યાખ્યાન વાંચવા જેવું છે. અહીં તો એનો સાર માત્ર આપી શકાય. વિલાયતમાં તો હિંદી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખના ભાષણ જેવી મહત્ત્વની વસ્તુ પણ વંચાતી નથી. રૉઇટર એવા ભાષણનો સાવ ટૂંકો સાર ત્યાં મોકલે છે; અને 'ટાઈમ્સ' તથા 'ડેલી ટેલિગ્રાફ' જેવાં છાપાં ત્રીસથી ચાળીસ શબ્દોનો સાર આપીને પતવે છે. મૌલાનાના ભાષણની બાબતમાં તેમણે એમ જ કર્યું હતું.

પણ હવે એ વ્યાખ્યાનનો સાર આપી જઈએ. એના આરંભમાં મૌલાના ૧૯૩૬ની સાલથી મહાસભાના ઠરાવોમાં થયેલા દિશાપલટાની વાત કરે છે. એ પલટામાં તેમની પૂરેપૂરી સંમતિ છે. એક વાત જાણવા જેવી છે કે ૧૯૧૨માં જ્યારે 'અલ હિલાલ' શરૂ થયું ત્યારે પણ, તે વખતે દુનિયાનું ધ્યાન ખેંચી રહેલા આન્તર

રાષ્ટ્રીય વિષયોનો અભ્યાસ કરવાની જરૂર પર તેમણે ભાર મૂક્યો હતો. એટલે જ્યારે ૧૯૩૬માં પંડિત જવાહરલાલજીએ મહાસભાને પ્રમુખ-પદેથી જગતની ઘટનાઓના સંબંધમાં પગલાં ભરવાનું સૂચવ્યું, ત્યારે એ વાત મૌલાનાને સૌથી વધારે ગમી ગઈ. એ વિષે રામગઢના ભાષણમાં એમણે કહ્યું છેઃ

"કદાચ મહાસભાની તવારીખમાં એના માનસિક ચિત્રનો એ એક નવો રંગ હતો જ્યારે સન ૧૯૩૬ની લખનૌની બેઠકમાં યુરોપની આન્તરરાષ્ટ્રીય પરિસ્થિતિ પર એક લાંબો ઠરાવ મંજૂર કરીને મહાસભાએ પોતાનું દૃષ્ટિબિન્દુ સાફસાફ જણાવી દીધું. અને તે વખતથી આ ઠરાવ મહાસભાની વાર્ષિક જાહેરાતોનો એક અગત્યનો ને જરૂરી ભાગ બની ગયો. માનો કે આ વિષયમાં આપણો વિચારી સમજીને કરેલો એક ફેંસલો હતો, તે આપણે દુનિયાની આગળ ધરી દીધો. આ ઠરાવો દ્વારા આપણે દુનિયાની સામે એક-સાથે બે વાતો રજૂ કરી. પહેલી વાત તો એ જેને હું ભારતીય રાજનીતિનો એક નવો રંગ કહું છું. આપણો અનુભવ આપણને કહેતો હતો કે આપણે આજકાલની આપણી લાચારીની દશામાં પણ બાકીની દુનિયાની રાજકીય હાલતથી અળગા રહી શકીએ એમ નથી. આપણે પોતાને માટે ભવિષ્યનો માર્ગ તૈયાર કરતી વેળા પણ આપણી પોતાની આજુબાજુ જ ચોમેર નજર ન નાખીએ, પણ બહારની દુનિયા તરફ પણ પૂરી નજર રાખીએ, એ જરૂરનું છે. સમયનાં અગણિત પરિવર્તનોએ મુલકો ને કોમોને એકબીજાની એટલાં નજીક આણ્યાં છે કે વિચારો ને ક્રિયાઓની લહેરો દુનિયાના એક ખૂણામાં પેદા થઈને બીજા ખૂણાઓ પર ઝડપથી અસર પાડવા લાગે છે. એટલે આજકાલની સ્થિતિમાં હિંદુસ્તાન પોતાના સવાલોને પોતાની ચાર દીવાલોની અંદર પુરાઈ રહીને વિચારી શકે ને તેનો ઉકેલ આણી શકે એ અશક્ય છે. બહારના બનાવો આપણી હાલત પર તરત અસર ન પાડે એ અસંભવિત છે. તે જ પ્રમાણે આપણી

હાલત ને આપણા ફેંસલા દુનિયાની હાલત ને તેનો ફેંસલા પર અસર ન પાડે એ પણ અસંભવિત છે. આપણે આ વાત સમજી લીધેલી તેને પરિણામે જ લખનૌનો પેલો ઠરાવ થયેલો. એ ઠરાવ મારફતે આપણે જાહેર કર્યું કે યુરોપમાં ડેમોક્રસી યાને લોકશાસન તથા વ્યક્તિગત અને રાષ્ટ્રીય સ્વાતન્ત્ર્યની વિરુદ્ધ, દુનિયાને પાછળ ધસડનારી, ફાસીઝમ અને નાઝીઝમની જે હિલચાલો દહાડે દહાડે જોર પકડતી જાય છે તેને હિંદુસ્તાન પ્રગતિ ને શાન્તિને માટે એક વિશ્વવ્યાપી આપત્તિ માને છે; અને તેનાં દિલ અને મગજ તે પ્રજાઓની સાથે છે જે પ્રજાઓ લોકશાસન અને આઝાદીની રક્ષા માટે આ હિલચાલોનો મુકાબલો કરી રહી છે."

તેઓ સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે હિંદની લડાઈ બ્રિટિશ પ્રજા સામે નહીં પણ બ્રિટિશ સામ્રાજ્યવાદ સામે છે, તેમજ એ નાઝીઝમ સામે પણ છે:

"પણ આપણું મગજ ફાસીઝમ ને નાઝીઝમનાં જોખમો તરફ દોરાઈ રહ્યું હતું તે વેળાએ એ વસ્તુ અસંભવિત હતી કે આપણે જૂનાં જોખમોને ભૂલી જઈએ. એ જોખમો આ નવી શક્તિઓના કરતાં દુનિયાની શાન્તિ ને આઝાદીને માટે ઘણાં વધારે ઘાતક સાબિત થઈ ચૂક્યાં છે; અને તેમણે ખરેખાત દુનિયાને પાછળ ધસડનારી આ હિલચાલો પેદા થવા માટે પૂરેપૂરી સામગ્રી ભેગી કરી રાખી છે. હું બ્રિટિશ સામ્રાજ્યની શક્તિની વાત કરું છું એને આપણે પેલી નવી પ્રગતિવિરોધી શક્તિઓની પેઠે દૂરથી નથી જોતા. એ પોતે આપણા પર કબજો જમાવીને આપણી સામે ઊભી છે. એટલા માટે આપણે સાફસાફ શબ્દોમાં એ વાત પણ કહી દીધી છે કે યુરોપનો આ નવો ઝઘડો જો લડાઈનું રૂપ ધારણ કરશે તો હિંદુસ્તાન એ લડાઈમાં કશો ભાગ નહીં લે; કેમકે તેને સ્વતન્ત્રપણે નિશ્ચય કરતાં ને પોતાની મેળે - પોતાનો રસ્તો પસંદ કરતાં રોકવામાં આવ્યું છે. હિંદુસ્તાન કેવળ એ જ હાલતમાં ભાગ લઈ શકે જ્યારે તેને પોતાની

તન્ત્ર ઇચ્છા ને સ્વતન્ત્ર મતથી નિર્ણય કરવાનો અધિકાર હોય. નાઝીઝમ ને ફાસીઝમથી બેજાર છે ખરું, પણ એથી પણ વધારે બ્રિટિશ સામ્રાજ્યથી બેજાર છે. હિંદુસ્તાન આઝાદીના પોતાના ન્મસિદ્ધ અધિકારથી વંચિત રહે છે, તો એનો સાફસાફ અર્થ છે કે બ્રિટિશ સામ્રાજ્ય પોતાના સર્વ પરંપરગત ગુણોની સાથે વર્તુ છે. અને બ્રિટિશ સામ્રાજ્યના વિજયોમાં મદદ કરે એ વાતને ટે આપણો મુલક કોઈ પણ સ્થિતિમાં તૈયાર નથી આ જે બાજી ત હતી તે આપણા ઠરાવો દ્વારા લાગલાગટ જાહેર કરવામાં આવી ી. આ ઠરાવ લખનૌની મહાસભાથી માંડીને ૧૯૩૯ના ઓગસ્ટ ી પસાર થતા રહેલા; અને તે 'લડાઈના ઠરાવો' એ નામે શહૂર છે"

વળી તેઓ કહે છે: "પણ સવાલ બ્રિટિશ સરકારની ઇચ્છા-, તથા ઇચ્છા ઓછી વત્તી કે બહુ વત્તી હોવાનો, નથી. સાફ ને સીધો સવાલ હિંદુસ્તાનના હકનો છે હિંદુસ્તાનને પોતાના ાગ્યનો નિર્ણય જાતે કરવાનો હક છે કે નહીં? એ એક જ સવાલ- જવાબ પર અત્યારે તમામ સવાલોના જવાબોનો આધાર છે. ંદુસ્તાનને માટે આ સવાલ તે પાયાની અસલી ઈંટ છે. એ ઈંટને હાલવા નહીં દે. એ ઈંટ હાલી જાય તો હિંદની રાષ્ટ્ર તરીકેની તીની આખી ઇમારત હાલી ઊઠશે.

"લડાઇના સંબન્ધમાં આપણી સ્થિતિ સાવ સ્પષ્ટ થઈ ગઇ . બ્રિટિશ સામ્રાજ્યવાદનો ચહેરો જેવો સાફસાફ આપણે પાછલી ાઈમાં જોયો હતો તેવો જ સાફ આપણે આ લડાઈમાં પણ જોઈ ા છીએ; અને એની જીતને માટે લડાઇમાં ભાગ લેવા આપણે ાર નથી. આપણો કેસ સાવ સ્પષ્ટ છે. આપણે આપણી પરા- નતાની જિંદગી લંબાવવા માટે બ્રિટિશ સામ્રાજ્યને વધારે બળવાન વધારે વિજયી જોવા નથી માગતા. આપણે એમ કરવાનો સાફ

સાફ ઈનકાર કરીએ છીએ. આપણો રસ્તો નિઃશંકપણે એથી સાવ ઊલટી દિશામાં છે."

છેવટે તેઓ કહે છેઃ "લડાઈ શરૂ થઈ ત્યારથી બ્રિટિશ પ્રધાન-મંડળના કેટલાયે સભ્યોએ દુનિયાને એમ મનાવવાનો પ્રયત્ન કર્યો છે કે બ્રિટિશ સામ્રાજ્યનો પાછલો યુગ સમાપ્ત થઈ ચૂકયો છે, ને આજે બ્રિટિશ પ્રજાએ કેવળ શાન્તિ અને ન્યાયના ઉદ્દેશો પોતાની સામે રાખ્યા છે આવી કોઈ જાહેરાતનું હિંદ કરતાં વધારે સ્વાગત કરે એવો દેશ આજે કયો છે? પણ ખરી વાત એ છે કે આ જાહેરાતો છતાં બ્રિટિશ સામ્રાજ્ય જેવી રીતે લડાઈ પહેલાં શાન્તિ અને ન્યાયનો માર્ગ રોકીને ઊભું હતું તેવી જ રીતે આજે પણ ઊભેલું છે. આ રીતે હિંદની માગણી આ જાતના તમામ દાવાઓની સાચી કસોટીરૂપ છે. એ દાવાને આ કસોટી પર કસવામાં આવ્યા; પણ તે સાચા છે એવો વિશ્વાસ આપણને ન આપી શક્યા."

એ વ્યાખ્યાનમાં હિંદુ-મુસ્લીમ એકતા અને લઘુમતીઓના પ્રશ્નને લગતો જે ભાગ છે તે ઇતિહાસમાં ચિરસ્થાયી રહેવાનો સંભવ છે. તેમણે ૧૯૧૨માં સાપ્તાહિક 'અલ હિલાલ' શરૂ કર્યું ત્યારથી તેઓ હિંદુ મુસલમાન વચ્ચે ફૂટ પડાવવાની નીતિ ને તે માટેના પ્રયાસો સામે અવિરતપણે લડાઈ ચલાવતા આવ્યા છે. રામગઢના ભાષણમાં તેઓ કહે છેઃ

"આ સવાલ વિષે મારા સહધર્મીઓને ઉદ્દેશીને ૧૯૧૨માં જે વિચારો જણાવેલા તે જ વિચારો આજે પણ મારા મનમાં કાયમ છે. ત્યારપછી જે અગણિત બનાવો બની ગયા તે બધા ઉપર મેં સારી પેઠે ચિન્તન કર્યું છે. એ ઘટનાઓ મારી આંખોએ નિહાળી છે, મારા ચિત્તે એના પર મનન કર્યું છે. એ બનાવો મને કોરે રાખીને પસાર થઈ ગયા છે એવું નથી. હું એ બનાવોની વચ્ચોવચ હતો; મેં એમાં ભાગ લીધો છે; ને મેં એકેએક સંજોગને કાળજી-પૂર્વક તપાસ્યો છે. મેં જે કંઈ મારી જાતે જોયું ને નિહાળ્યું છે

તેને હું એવફા નીવડી શકું નહીં. જે વિચારો મારા મનમાં ઠસી ગયા છે તેને હું ફેંકી દઈ શકું નહીં. મારા અંતરમાંથી જે અવાજ ઊઠતો હોય તેને હું ગુંગળાવી શકું નહીં. આટલાં વરસથી જે વાત હું કહેતો આવ્યો છું તે આજે ફરીવાર કહું છું. હિંદના નવ કરોડ મુસલમાનોને જે રસ્તો લેવાની સલાહ મેં ૧૯૧૨માં આપેલી તેથી જુદો રસ્તો લેવો તેમને માટે લાજમ નથી; તેમાં તેમની શોભા નથી, ને તેમનું હિત પણ નથી.''

મુસલમાનો લઘુમતીમાં છે, અને તેથી હિંદમાં લોકશાસનવાળી સંસ્થાઓ સ્થપાય તો તેમનો સ્વાર્થ અને તેમની હસ્તી બંને જોખમ-માં આવી પડે, એ વિચારને તેઓ વખોડી કાઢે છે, ને કહે છે:

''રાજકીય ભાષામાં જ્યારે જ્યારે 'લઘુમતી', 'અલ્પસંખ્યાક જાતિ', 'અકલ્લિયત', અથવા 'માઇનોરીટી' એ શબ્દો વપરાય છે ત્યારે એનો અર્થ એ નથી થતો કે મામૂલી ગણિતના હિસાબને નિયમે માણસોની એક સંખ્યા, જે બીજી કોઈ સંખ્યાથી નાની હોય તે ખસૂસ 'લઘુમતી' બની જાય છે, ને તેને પોતાની રક્ષાને વિષે આશંકા કે ગભરાટ થવાં જોઇએ. બલ્કે આ શબ્દોનો અર્થ તો એવી એક કમજોર જમાત છે જે વસ્તી અને તાકાત બંનેની દૃષ્ટિએ પોતાનું એટલું જોર નથી જોતી કે એક મોટા બળવાન સમૂહની સાથે રહીને તે પોતાની રક્ષા માટે ખુદ પોતાની ઉપર ભરોસો રાખી શકે. આને માટે, કેવળ એક સમૂહ સંખ્યામાં બીજા સમૂહથી નાનો હોય એટલું બસ નથી; બલ્કે તેની પોતાની સંખ્યા ઓછી હોવી જોઈએ, ને તે એટલી ઓછી હોવી જોઈએ કે તેની પાસેથી પોતાની રક્ષા કરવાની આશા ન રાખી શકાય. આમાં સંખ્યાની સાથે એ સમૂહની પોતાની વિશેષતાનો સવાલ પણ કામ કરે છે. માની લો કે એક મુલકમાં બે સમૂહ મોજૂદ છે. એકની સંખ્યા એક કરોડ છે, ને બીજાની બે કરોડ. હવે એક કરોડ તે બે કરોડનો અર્ધો ભાગ છે, ને બે કરોડથી ઓછા છે. પણ એટલા માટે આપણે એ

સમૂહને 'લઘુમતી' માની લઈએ ને તેને નબળી કલ્પી લઇએ એ રાજકીય દૃષ્ટિએ આવશ્યક નથી."

વળી કહે છેઃ "ત્યારપછી ઇતિહાસની પૂરી ૧૧ સદીઓ વીતી ગઇ છે. હવે હિંદની જમીન પર જેટલો દાવો હિંદુ ધર્મ કરે છે તેટલો જ દાવો ઇસ્લામ પણ કરે છે. હિંદુ ધર્મ જો અનેક હજાર વરસથી આ દેશના રહીશોનો ધર્મ રહ્યો છે, તો ઇસ્લામ પણ એક હજાર વરસથી તેના રહીશોનો મજહબ રહેલો છે. જેમ આજે એક હિંદુ અભિમાન સાથે કહી શકે છે કે તે હિંદુસ્તાની છે ને હિંદુ ધર્મને માનનારો છે, તેજ રીતે અમે પણ અભિમાન સાથે કહી શકીએ છીએ કે અમે હિંદુસ્તાની છીએ ને ઇસ્લામ મજહબને માનનારા છીએ. હું આ ક્ષેત્રને આથી પણ આગળ વધારીશ. હું માનું છું કે હિંદુસ્તાની ખ્રિસ્તીને પણ એ હક છે, ને તે ઊંચીને કહી શકે છે કે હું હિંદુસ્તાની છું, ને હિંદુસ્તાનના રહીશોના એક ધર્મને અર્થાત્ ખ્રિસ્તી ધર્મને માનનારો છું."

છેવટે તેઓ કહે છેઃ "આ સવાલ એ છે કે આપણે હિંદુસ્તાની મુસલમાન હિંદુસ્તાનના આઝાદ ભાવિને આશંકા ને અવિશ્વાસની દૃષ્ટિએ જોઈએ છીએ કે હિંમત ને આત્મવિશ્વાસની દૃષ્ટિએ? એમાંથી પહેલી દૃષ્ટિએ જોતા હઇએ, તો બેશક આપણો રસ્તો સાવ જુદો પડી જાય છે. તો પછી, અત્યારની કોઇ પણ જાહેરાત, ભવિષ્ય માટેનો કોઈ પણ વાયદો, કે બંધારણમાં રાખેલી કોઇ પણ સલામતી આપણી આશંકા ને આપણા ભયનો ખરો ઇલાજ નથી બની શકતાં. ત્રીજી શક્તિની હાજરીને બરદાસ્ત કરી લીધા વિના આપણો છૂટકો નથી થતો. આ ત્રીજી શક્તિ અત્યારે ત્યાં મોજૂદ છે, ને પોતાની જગા છોડવાને તૈયાર નથી. અને આપણે પણ એવીજ ખાયશ રાખવી રહી કે તે પોતાની જગા ન છોડી શકે. પણ, એથી ઊલટું, જો આપણને એમ લાગતું હોય કે આપણાં ભય ને આશંકા માટે કંઈ જ કારણ નથી, ને આપણે હિંમત અને આત્મવિશ્વાસની

દૃષ્ટિએ ભવિષ્ય તરફ જોવું જોઈએ, તો પછી આપણા કર્તવ્યનો માર્ગ સાવ સ્પષ્ટ બની જાય છે. પછી આપણે પોતાને એક સાવ જુદી જ દુનિયામાં ઊભેલા જોઈએ છીએ. એ દુનિયામાં આશંકા, દુવિધા, નિષ્ક્રિયતા ને ઉદાસીનતાની છાયા સરખી પડી શકતી નથી. ત્યાં શ્રદ્ધા, દૃઢતા, કર્તવ્યપાલન ને ઉત્સાહનો સૂરજ કદી મંદ પડતો નથી. સમયના કોઈ ગોટાળા, પરિસ્થિતિના ચડાવઉતાર, આપણા રસ્તામાં પડેલા કંટકો, આપણાં પગલાંની દિશાને બદલી શકતા નથી. પછી તો આપણી ફરજ થઈ પડે છે કે હિંદુસ્તાનના રાષ્ટ્રીય ધ્યેયની દિશામાં આપણે કદમ ઉઠાવીને આગળ વધીએ.

"મને આ સવાલનો જવાબ શોધી કાઢતાં જરા પણ વાર ન લાગી. મારા દિલના એકેએક તારે—એકેએક રેસાએ—પહેલી હાલતનો ઈનકાર કર્યો. એની કલ્પના કરવી પણ મારે માટે અશક્ય હતી. કોઈ મુસલમાને ઇસ્લામની રૂહને—તેના આત્માને—પોતાના દિલના એકેએક ખૂણામાંથી કાઢીને ફેંકી ન દીધો હોય, તો તે પોતાને એ પહેલી હાલતમાં જોવાનું સાંખી શકે એ હું શક્ય માનતો નથી."

આટલું તો મુસલમાનોને વિષે. કોમી સવાલનું નડતર દૂર થઈ શકે કે ઓળંગી શકાય એવું છે જ નહીં એમ કહેતાં અંગ્રેજો થાકતા નથી, તેને વિષે મૌલાના કહે છે.

"આ વિષયના નિરાકરણને આપણે હિંદુસ્તાનની કોમી મકસદ—તેના રાષ્ટ્રીય ધ્યેય—ની સફળતા માટેની પહેલી શરતરૂપે સ્વીકાર્યું, એના કરતાં બીજી કઈ રીતે આપણે એનું મહત્ત્વ વધારે સમજી શકત? મહાસભાની હંમેશાં આ જ માન્યતા રહી છે; એ વાત હું એટલી સચ્ચાઈથી રજૂ કરી રહ્યો છું કે એની કોઈ ના ન પાડી શકે. આ બાબતમાં મહાસભાએ હંમેશાં પાયાના બે સિદ્ધાન્તો પોતાની સામે રાખ્યા છે; અને જ્યારે જ્યારે કંઈક પગલું ભર્યું છે

ત્યારે તે આ બે સિદ્ધાન્તોને સ્પષ્ટપણે ને પૂરેપૂરા સ્વીકારીને જ ઉઠાવ્યું છે.

"(૧) પહેલો સિદ્ધાન્ત એ કે હિંદુસ્તાનનું જે કંઇ બંધારણ હવે પછી બનાવવામાં આવે તેમાં લઘુમતીવાળી કોમોનાં હકો ને હિતોની પૂરેપૂરી બાંહેધરી અપાવી જોઇએ.

"(૨) બીજો સિદ્ધાન્ત એ કે લઘુમતીવાળી કોમોનાં હકો ને હિતોની રક્ષા માટે કઈ કઇ 'સલામતીઓ'ની જરૂર છે એનો નિર્ણય લઘુમતીવાળી કોમો પોતે કરશે, બહુમતીવાળી કોમો નહીં કરે. એટલા માટે સલામતી વિષેનો નિર્ણય લઘુમતીવાળી કોમોની સંમતિથી થવો જોઇએ.

"આજે પણ કન્સ્ટીટયુઅંટ એસેંબ્લી (લોકપ્રતિનિધિ સભા) ને લગતા આ સવાલમાં મહાસભાએ જે રીતે કામ લીધું છે તે પરથી આ બે સિદ્ધાન્તોને સ્પષ્ટમાં સ્પષ્ટ રૂપમાં જોઈ શકાય છે. 'લઘુમતી' તરીકે સ્વીકારાયેલી કોમોને એ હક છે કે તેઓ કેવળ પોતાના જ મતો વડે પોતાના પ્રતિનિધિઓ ચૂંટીને મોકલે. તેમના પ્રતિનિધિના ખભા પર પોતાના ફિરકાના મતો સિવાય બીજા કોઇના મતોનો બોજો નહીં રહે. લઘુમતીવાળી કોમોનાં હકો ને હિતોની બાબતમાં નિર્ણય લોકપ્રતિનિધિ સભાની બહુમતીથી નહીં થાય, પણ લઘુમતીવાળી કોમોની પોતાની સંમતિથી જ થશે. કોઈ બાબતમાં એકમતી નહીં થાય, તો લઘુમતીઓએ પણ કબૂલ રાખ્યું હોય એવા કોઇ નિષ્પક્ષ પંચની મારફતે ફેંસલો કરાવવામાં આવશે. આ છેલ્લી વાત યાને નિષ્પક્ષ પંચની સૂચના કેવળ એક ભીડના પ્રસંગ માટેની જોગવાઇ-રૂપ છે; અને એની જરૂર પડે એવો સંભવ બહુ ઓછો છે. એની જગાએ કોઈ બીજી યોગ્ય સૂચના કરવામાં આવે તો તેનો પણ સ્વીકાર કરી શકાય."

છેક છેલ્લી ઘડીએ પણ મૌલાનાને થાય છે કે બ્રિટન અને હિંદ વચ્ચે સમજૂતી અશક્ય છે શું? તેઓ એમની લાક્ષણિક ઢબે

પૂછે છે: "દુનિયાની આ બે મોટી કોમો, જેમને કાળચક્રે શાસક અને શાસિત તરીકે એક સૂત્રે બાંધી છે, તે વિવેક, ન્યાય અને શાન્તિનાં સૂત્રો દ્વારા એક નવો સંબન્ધ એકબીજાની સાથે બાંધવાને તૈયાર થઈ જાય, એ શું અસંભવિત હતું? એમ થઈ શકત તો વિશ્વયુદ્ધમાંથી જન્મેલી નિરાશાઓમાંથી એક નવી આશાનો જન્મ થાત; અને વિવેક તથા ન્યાયના યુગનું નવું પ્રભાત જગતને એક નવા સૂરજનો સંદેશો આપવા લાગત. 'અમે ઇતિહાસમાં એક નવી મિસાલ કાયમ કરવાનો નિશ્ચય કરી લીધો છે,' એમ જો આજે અંગ્રેજ કોમ કહી શકત, તો એ માનવતાનો કેવો અપૂર્વ ને વ્યાપક વિજય થાત! બેશક એ વાત અસંભવિત નથી, પણ દુનિયાની તમામ મુશ્કેલીઓ કરતાં અનેકગણી મુશ્કેલ છે."

રામગઢની મહાસભા અસાધારણ મુસીબતોવાળા સંજોગોમાં મળી. સતત ને એકધારો વરસાદ પડવાને લીધે પહેલે દહાડે કશું કામકાજ થઈ શક્યું નહીં. પણ મૌલાનાએ, પવન ને વરસાદની પરવા ન કરતાં, બહુ ટૂંકા ભાષણથી મહાસભાની બેઠકનો આરંભ કર્યો; ને પછી જાહેર કર્યું કે ઠરાવો ને તેના પરના સુધારા બીજે દિવસે સવારે રજૂ કરવામાં આવશે. બીજે દહાડે પણ વાદળ તો એવાં ને એવાં જ ઘેરાયેલાં હતાં, છતાં મહાસભાની બેઠક મળી; અને પચાસ હજાર માણસો નિશ્ચયપૂર્વક ને હસતે મોઢે વરસાદ ને વાવાઝોડાનો સામનો કરવાની તૈયારી કરીને બેઠાં. ઠરાવો પરના કેટલાક સુધારાને વિષય-વિચારિણી સમિતિમાં જરાયે ટેકો મળ્યો ન હતો, એટલે તે ખુલ્લી બેઠકમાં રજૂ કરવાની પરવાનગી આપવા જેવી નહોતી; ને તેથી મૌલાના સાહેબે તેનો છેદ ઉડાવીને કામ જલદી આટોપ્યું હોત તો તે વાજબી ગણાત. પણ તેમણે તો એ તમામ સુધારા રજૂ કરનારાઓને પૂરેપૂરી તક આપી, ને ચારેક કલાકમાં સભાનું કામકાજ પૂરું કર્યું. આના કરતાં વધારે ઝડપથી કામ ચલાવી ન શકાત; આથી વધારે સચોટ અસર કશાની ન પડત; ને એમાં લોકોના નિશ્ચયનું ને તેમની ધગશનું જે

પ્રદર્શન થયું તે બીજી કોઈ રીતે ન થવા પામત. સરકાર સાથે સમાધાનના દરવાજા બંધ કરવાનો, કે સવિનય ભંગની લડત તત્કાળ શરૂ કરવાનો, આગ્રહ કરનારા જે સુધારા રજૂ થયા તે ઘણી જ મોટી બહુમતીથી ઊડી ગયા; અને જે એકમાત્ર ઠરાવ પસાર થયો તે પ્રતિનિધિઓએ જોઈ વિચારીને, સમજપૂર્વક પસાર કર્યો, કેમકે તેમને ખબર હતી કે લડત શરૂ કરવા માટે ગાંધીજીએ કેટલીક અતિશય કડક ને અનિવાર્ય શરતો મૂકેલી હતી. એ પ્રતિનિધિઓને ગાંધીજીએ કહેલું: " તમે મને તમારી શરતે સેનાપતિ નહીં બનાવી શકો. તેથી તમે એટલું ખસૂસ જાણજો કે હું મારી શરતો પળાવવાનો કડક આગ્રહ રાખીશ. એ શરતો અટળ છે; અને તમે જો તેનું પાલન નહીં કરો તો હું આપોઆપ ખસી જઈશ. તમને મારી શરતો કબૂલ ન હોય, તમને જેવો વિશ્વાસ મારા પર છે તેવો મારી શરતો વિષે ન હોય, તો તમારે જેલ જવાનો વિચાર કરવો ઘટતો નથી. તમારે સમજી લેવું જોઈએ કે તમારે ભયાનક માણસ જોડે કામ લેવાનું છે, ને એ માણસ કદાચ તમને અણધારી પરિસ્થિતિમાં પણ નાખી દે. માંડવાળ એ મારા હાડમાં રહેલી વસ્તુ છે. મને ઠીક લાગે તો હું તો પચાસવાર વાઇસરૉયની પાસે જાઉં." પણ પ્રતિનિધિઓએ ઉઘાડી આંખે ને પૂરેપૂરી સમજપૂર્વક એ ઠરાવ પસાર કર્યો; ને તેની સાથે જે જયઘોષ કર્યો એના પડઘાથી આસપાસના પહાડો ગાજી ઊઠ્યા.

## ૧૬

# ભાવિની આગાહી

"દુનિયાની આ બે મોટી કોમો વિવેક, ન્યાય અને શાન્તિનાં સૂત્રો દ્વારા એક નવો સંબંધ એકબીજાની સાથે બાંધવાને તૈયાર થઇ જાય, એ શું અસંભવિત હતું?" એ સવાલ મૌલાનાએ રામગઢના તેમના ભાષણમાં પૂછ્યો હતો. એ સવાલ ફરી પૂછવાનું આપણને મન થઇ જાય છે: "એ શું અસંભવિત છે?"

જે મોટી ભૂલો અત્યારસુધીમાં થઇ છે તેનું નિવારણ કરવામાં આવે, તો એ અસંભવિત ન હોવું જોઇએ.

સૌથી પહેલી ભૂલ તો વાઇસરૉય લૉર્ડ લીનલીથગોએ કરી. તેમણે તરેહતરેહના વર્ગો ને સમૂહોના પ્રતિનિધિઓને બોલાવ્યા; તેમાંના કેટલાક સમૂહ તો 'લઘુમતી' ગણાય એવા પણ નહોતા, એ વાત તરફ તેમણે લક્ષ જ ન આપ્યું. લઘુમતીઓનો આખો સવાલ બ્રિટિશ સરકારે જ પેદા કરેલો છે; ને લગભગ ચાર દાયકા તેણે માંહોમાંહે ફૂટ પડાવવાની જે નીતિ ચલાવેલી તેનું જ એ પરિપક્વ ફળ છે. વાઇસરૉયે મુસ્લીમ લીગના પ્રમુખ સાથે કેટલીયે વાતચીતો કરી; પણ રાષ્ટ્રવાદી મુસ્લીમો, જમિયત-ઉલ-ઉલેમા, અહરાર, શિયા તથા મોમીન વગેરે મુસલમાનોના જે બીજા સમૂહો છે તેના પ્રતિનિધિઓ સાથે વાતચીત કરવાનું તેમને કદી ઉચિત લાગ્યું નથી.

વાઇસરૉયની એ ભૂલનું પુનરાવર્તન બીજા અંગ્રેજ મુત્સદ્દીઓએ પણ કર્યું છે, તેમાં લૉર્ડ ઝેટલૅંડ પણ સામેલ છે. તેમણે એક ભાષણ કર્યું તેનો દેખાડવાનો ઉદ્દેશ તો સામા પક્ષને રીઝવવાનો, અને વાટાઘાટના દરવાજા હજુ ખુલ્લા છે એમ દુનિયા આગળ જાહેર કરવાનો હતો. પણ એ ભાષણમાં તો તેમણે ઊલટું

બળતામાં ઘી હોમ્યું. તેમણે થોડાક કોમી સમૂહો, ઉદારભાવે સમાધાન થવામાં વિઘ્ન નાખે એવા, નવા ઉમેર્યાં.

પણ તમામ કોમોની વસ્તીના પ્રમાણમાં તેમના પ્રતિનિધિઓ ચૂંટાય, ને તેમની બનેલી લોકપ્રતિનિધિ સભા દેશનું રાજ્યબંધારણ ઘડવા માટે બોલાવવામાં આવે, એવી સૂચના કરીને મહાસભાએ સાચી કે કાલ્પનિક મુશ્કેલીઓમાંથી રસ્તો કાઢવાનો પ્રયત્ન કર્યો છે. આ રીતે તેણે લઘુમતીઓના સવાલરૂપી ગાંઠ ઉપર સીધો કાપ મૂકી દીધો. કેમકે કન્સ્ટીટયુઅન્ટ એસેંબ્લી અર્થાત્ લોકપ્રતિનિધિ સભામાં એકલી મહાસભાના માનસનું નહીં, એકલી મુસ્લીમ લીગના માનસનું નહીં, પણ—બીજા બધા ચૂંટાઈને એમાં આવવાની કાળજી રાખે તો—રાજાઓના માનસનું, ને મહાસભા બહારના બીજા લોકોના માનસનું પણ, પ્રતિબિંબ પડે એવી યોજના કલ્પેલી છે. મહાસભા ભલે ગમે તે કહે—મહાસભાથી તો પોતાનો વાવટો નમાવી શકાય જ નહીં, ને પોતાની માગણીમાં ઘટાડો કરી શકાય જ નહીં,—પણ મહાસભા બહારના લોકોના પ્રતિનિધિઓને જો પૂર્ણ સ્વરાજ કરતાં ઓછા કશાથી સંતોષ થતો હોય, તો એ મતલબની માગણી કરવાનું કામ તેમનું છે.

બીજી એક વાત યાદ રાખવાની છે. લોકપ્રતિનિધિ સભા માટેની માગણી આજે એકાએક આભમાંથી પડતી નથી. તેમજ બ્રિટિશ સરકારે પ્રાન્તોની સરકારોને પૂછયા વિના જ હિંદને લડાઈમાં સામેલ થયેલું જાહેર કર્યું તેમાંથી ઉત્પન્ન થયેલા કટોકટીના મામલાને લીધે પણ એ માગણી જન્મેલી નથી. લોકપ્રતિનિધિ સભા વિષેની સૂચના તો પહેલવહેલી ડો. અનસારીએ ૧૯૩૪ના મેમાં મહાસભાની વતી, તે વેળાએ 'કોમી ચુકાદા' (અથવા ખરો શબ્દ વાપરીએ તો 'કોમી નિર્ણય') ને અંગે ચાલી રહેલા વાદવિવાદ દરમ્યાન, વાપરેલો. તે વેળા તેમણે પ્રસિદ્ધ કરેલા એક નિવેદનમાં કહેલું:

"નેહરુ સમિતિની ભલામણો રદ ગઈ ત્યારથી રાષ્ટ્રીય મહાસભાએ કોમી સવાલ પ્રત્યેનું પોતાનું વલણ વખતોવખત પોતાના ઠરાવોમાં સ્પષ્ટ કર્યું છે. મહાસભા જાણે છે કે હિંદુઓ ને શીખોની મોટી સંખ્યાએ કોમી નિર્ણયની સામે સખત વાંધો ઉઠાવ્યો છે; પણ સાથેસાથે મુસલમાનો, હરિજનો ને ખ્રિસ્તીઓના ઠીકઠીક મોટા ભાગે, તેની અવેજીમાં મૂકી શકાય એવી સર્વસંમત યોજના ન મળે ત્યાં સુધીને માટે, તેનો સ્વીકાર કર્યો છે. મહાસભા હંમેશાં આ સવાલનું રાષ્ટ્રીય ધોરણે નિરાકરણ લાવવા પ્રયાસ કરશે; પણ મારો મત એવો છે કે રાષ્ટ્રીય બંધારણ ઘડવાને બોલાવાયેલી લોકપ્રતિનિધિ સભા સિવાય બીજી રીતે એવું નિરાકરણ થવું શક્ય જ નથી. અને એમ થાય ત્યાં સુધી કોમી નિર્ણયમાં આપેલી પ્રતિનિધિત્વની ઢબ કે તેના પ્રમાણનો સ્વીકાર યા અસ્વીકાર કરવાનો સવાલ જ ઊભો થતો નથી. જે સવાલ ઘરની અંદરનો છે તેનો નિર્ણય આપવા માટે કોઈ બહારના માણસને બોલાવવામાં કોઈ પણ સ્વમાનવાળી પ્રજાનું ગૌરવ રહેલું નથી."

એ કોમી 'ચુકાદા' કે નિર્ણયને વિષે મહાસભાની કાર્યવાહક સમિતિએ ૧૯૩૪ના જૂનમાં પસાર કરેલા ઠરાવમાં પણ લોકપ્રતિનિધિ સભાની જરૂર પર ભાર મૂકેલો છે:

"આ શ્વેતપત્ર (વ્હાઈટ પેપર) ની અવેજીમાં મૂકી શકાય એવી સન્તોષકારક વસ્તુ એક જ છે; ને તે લોકપ્રતિનિધિ સભાએ ઘડેલું બંધારણ. એ સભા પુખ્ત વયના, અથવા બને તેટલે અંશે તેના સુધી પહોંચે એવા, મતાધિકારથી ચૂંટાયેલી હોય; અને, જરૂર પડે તો, મહત્ત્વની લઘુમતીઓને એવી સત્તા હોય કે તેઓ પોતાના પ્રતિનિધિઓની ચૂંટણી કેવળ પોતપોતાની કોમના જ મતદારો મારફતે કરાવે."

આ પછી, આજથી પાંચેક વરસ પર (એટલે કે ૧૯૩૫માં) પંડિત જવાહરલાલ નેહરુ અને હિંદુ તથા મુસ્લીમ કોમીવાદીઓ વચ્ચે મોટો વાદવિવાદ ચાલ્યો. તે વેળા સર મહમદ ઇકબાલને જવાબ આપતાં જવાહરલાલજીએ કહેલું કે રાજકીય ને કોમી બંને સવાલનો નિર્ણય લાવવા માટે લોકપ્રતિનિધિ સભા એ જ એકમાત્ર યોગ્ય સંસ્થા છે.

એક વાત એ નોંધવા જેવી છે કે ઉપર આપેલા કાર્યવાહક સમિતિના ઠરાવ સામે, કે સન્તોષકારક બંધારણ ઘડનારી એકમાત્ર અધિકારી સંસ્થા તરીકે લોકપ્રતિનિધિ સભાની જે સૂચના કરવામાં આવેલી તેની સામે, મુસ્લીમ લીગે કે બીજી કોઇ પણ લઘુમતીએ એ વેળા કશો વાંધો ઉઠાવ્યો નહોતો. આમ મહાસભાની માગણી નવી નથી, તેમ દુનિયામાં લડાઈનું જે સંકટ આવી પડ્યું છે તેનો ગેરલાભ ઉઠાવવાના ઇરાદાથી તે રજૂ કરવામાં આવી છે એવું પણ નથી. બ્રિટનને માટે માનભર્યો રસ્તો એક જ છે કે તેણે ખસી જવું, અને હિંદને પોતાનું બંધારણ ઘડવા માટે સાવ છૂટું મૂકી દેવું. કોમી મતદારમંડળો દાખલ કરીને કોમી કલહનું બીજ વાવવામાં આવેલું. આ જે વિષવૃક્ષ તેમણે પોતે વાવ્યું ને ઉછેર્યું છે તેને હિંદુસ્તાન ઉખાડી નાખે તે પછી જ તેનો કારભાર તેના પોતાના હાથમાં સોંપવા જેટલો વિશ્વાસ તેના પર મૂકી શકાય, એ વચન અંગ્રેજ રાજ્યકર્તાઓના મોંમાં શોભતું નથી. આ વિષે મિ. લાયોનલ કર્ટીસે જે ઝાટકણી કાઢી છે એના કરતાં આકરાં વચન જડવાં મુશ્કેલ છે. એમના એ શબ્દો જ અહીં ઉતારું છું:

"થોડાંક વરસ પર ચૂંટણીના ધોરણવાળી સંસ્થાઓ દાખલ કરવામાં આવી ત્યારે [નોખાં કોમી મતદારમંડળોનો] આ સિદ્ધાન્ત કબુલ રાખવામાં આવ્યો એ હિંદમાંની બ્રિટિશ સરકારે કોઈ પણ કાળે કરેલી મોટામાં મોટી ભૂલ છે. હું માનું છું કે જો આ સિદ્ધાન્તને હંમેશને માટે કાયમ કરવામાં આવશે, તો હિંદને માથે આપણે એક નવો જાતિભેદ લાદીશું; અને એ ભેદ તેના જીવનને કોરી ખાતો દર વરસે વધારે ને વધારે ઊંડો ઊતરતો જશે. એ ભેદ કાયમ રહેશે ત્યાં સુધી હિંદ કદી રાષ્ટ્રત્વની એકતા પ્રાપ્ત કરી નહીં શકે. એ જેમ વધારે લાંબો વખત ચાલશે તેમ એને ઉખાડવાનું વધારે મુશ્કેલ બનતું જશે; અને છેવટે તે ઉખાડવાને જાદવાસ્થળી જ કરવી પડશે. હિંદ રાષ્ટ્રત્વ પ્રાપ્ત કરી શકે એવી શક્તિ તેનામાં પેદા કરવી એ આપણને ઈશ્વર તરફથી સોંપાયેલું કામ છે; અને કોમી પ્રતિનિધિત્વ દાખલ કરવામાં સંમતિ આપીને આપણે એ કામને બેવફા નીવડ્યા છીએ, એમ મારે કહેવું જોઈએ."

પણ આની સામે એમ કહેવામાં આવે છે કે મુસ્લીમ લીગનો આ માગણી સામે વિરોધ છે, ને તેણે તો હવે હિંદના ભાગલા માગ્યા છે. મહાસભા તો એટલું જ માગે છે કે આ માગણી પણ લોકપ્રતિનિધિ સભામાં યોગ્ય રીતે ચૂંટાઈને આવેલા, મુસલમાનોના પ્રતિનિધિઓએ કરવી જોઈએ. મૌલાનાએ મુસ્લીમ લીગની આ માગણીને એક સંભાષણમાં સાવ બેહૂદી કહેલી. તેમણે કહેલું:

"જેઓ દેશની રચનામાં ફેરફાર કરવાની વાત કરે છે તેઓ ઇતિહાસ, નૃવંશશાસ્ત્ર, અને વર્તમાન યુગનો પ્રવાહ એ સર્વની અવગણના કરે છે. તેઓ જ્યારે કહે છે કે આપણે બે જુદાં જુદાં રાષ્ટ્રો છીએ, ત્યારે તેઓ જે વસ્તુ પુરવાર કરવાની છે તે પુરવાર થયેલી માનીને ચાલે છે. આપણા ઘણાખરાના પૂર્વજો એક હતા. અને બેમાંથી એક પ્રજા ઊંચી ને બીજી નીચી છે, અથવા તો આપણે જુદા જુદા લોહીવાળી પ્રજાઓ છીએ, એ સિદ્ધાન્ત હું પોતે માનતો નથી. આખી માનવજાતિ એક કુટુંબ છે; ને આપણે એકબીજાની સાથે હળીમળીને રહેવું ઘટે છે. વિધાતાએ આપણને ભેગા કર્યા તેને હજાર ઉપરાંત વરસ થઇ ગયાં. આપણે લડયા છીએ; પણ એમ તો સગા ભાઇ પણ લડે છે એ પ્રમાણે અંગ્રેજો પણ માંહોમાંહે—જેમકે 'ગુલાબની લડાઇ' ને નામે ઓળખાતા વિગ્રહમાં—લડેલા. પણ તેમણે જુદાં જુદાં રાષ્ટ્ર બનીને રહેવાની જીદ પકડી નહોતી. આ હજાર વરસ દરમ્યાન આપણે એકબીજા પર અસર પાડી છે; ને તેથી આપણને બંનેને આધ્યાત્મિક, સાંસારિક, નૈતિક, ને આર્થિક લાભ થયો છે. એ લોકો તો ઘડિયાળના કાંટા ફેરવીને સેંકડો વરસ પાછા લઈ જવા માગે છે. ના, આપણી વચ્ચેના તફાવતો પર ભાર મૂકવામાં કશો સાર નથી. એમ જોઇએ તો કોઈ પણ બે માણસ એકસરખાં નથી હોતાં. દરેક શાન્તિપ્રિય માણસે સામ્યના અંશો પર જ ભાર દેવો જોઇએ. માણસ માણસ વચ્ચે જે ભેદ છે તે તો તેમની મૂલગત એક્તા પર ચડાવેલા જાતજાતના રંગ છે. એટલે રાષ્ટ્રીય પ્રશ્નનો કોમી દૃષ્ટિએ વિચાર થાય છે એ વસ્તુ પ્રત્યે મને ભારે અણગમો છે. દુનિયામાં કયાંયે રાષ્ટ્રીય પ્રશ્નનો વિચાર કોમી દૃષ્ટિએ કરવામાં નથી આવ્યો. હિંદી પ્રતિનિધિઓએ ઘડેલા ભાવિ રાજ્યબંધારણમાં હિંદુ અથવા મુસલમાનને પોતાની સ્થિતિ ને પોતાનાં હિતનો વિચાર હિંદુ યા મુસલમાન તરીકે નહીં, પણ ખેડૂત યા જમીન-

દાર તરીકે, મજૂર યા મૂડીદાર તરીકે, કરવો પડશે. સ્વરાજના કોઇ પણ બંધારણમાં ધાર્મિક સ્વતન્ત્રતા એ મૂલભૂત હક હશે. પણ એ બંધારણ ગમે તેવું હશે તોપણ, એમાં જો સર્વ પ્રજાજનોને માટે આત્મવિકાસની સરખી તક કે આર્થિક સ્વતન્ત્રતા નહીં હોય, તો એ બંધારણ નકામું નીવડશે. પણ મારે આ દલીલ શા સારુ કરવી જોઈએ? જનાબ ઝીણા ભલે મુસલમાનો તરફથી ચૂંટાઇને લોકપ્રતિનિધિ સભામાં આવે, ને હિંદી મુસ્લીમ કોમની તરફથી પોતાની માગણીઓ રજૂ કરે."

પણ મુસ્લીમ લીગે લાહોરમાં હિંદના ભાગલા વિષેનો ઠરાવ કર્યો ત્યારપછી તો બનાવો ઘણી ઝડપથી બની ગયા છે. એ ઠરાવથી મુસ્લીમ કોમના મોટા ભાગને એવો આઘાત થયો કે લીગ બહારના મુસલમાનોએ ૧૯૪૦ના એપ્રીલમાં, રાષ્ટ્રવિરોધી ને મુસ્લીમોના હિતની વિઘાતક એવી એ દરખાસ્ત સામેનો પોતાનો વિરોધ જાહેર કરવા સારુ, દિલ્લીમાં પરિષદ ભરવાનો વિચાર કર્યો. એ પરિષદમાં સાત મુસ્લીમ સંસ્થાઓના પ્રતિનિધિઓ ઉપરાંત દેશના તમામ ભાગમાંથી આવેલા હજારો મુસ્લીમોએ હાજરી આપી હતી.

મરહૂમ જનાબ અલ્લાબક્ષ એ પરિષદના પ્રમુખ હતા. તેમણે 'બે હિંદ'ને લગતી મુસ્લીમ લીગની યોજનાને વીગતવાર બધી બાજુએથી તપાસી; તે નુકસાનકારક ને રાષ્ટ્રીયતાની વિઘાતક છે તે સચોટ રીતે બતાવી આપ્યું; અને "હિંદના મુસલમાનો સમગ્ર હિંદની પ્રગતિના માર્ગમાં મુખ્ય વિઘ્નરૂપ હોય એમ દેખાય છે" એ આરોપનો તાબડતોબ ને સત્તાવાર રીતે ઇનકાર કરવાને મુસલમાનોને વિનંતી કરી. પરિષદે જે ઠરાવો પસાર કર્યા તેમાં પાકિસ્તાનની યોજના પ્રત્યે નાપસંદગી દર્શાવી; લોકપ્રતિનિધિ સભાની માગણીને ટેકો આપ્યો; અને મુસલમાનો હિંદની આઝાદીના વિરોધી છે એ આરોપનો ઇનકાર કર્યો.

બ્રિટિશ સરકાર કહે છે કે કોમી સવાલનો ઉકેલ પહેલાં આવે તે પછી જ તે પોતે સત્તા છોડશે. પણ તેણે સમજવું રહ્યું છે કે તે

પોતે સત્તા છોડશે તે પછી જ એ સવાલનો ઉકેલ આવવાનો છે. વિલાયતના 'ડેલી મેલ' પત્રના ખબરપત્રીને ઝીણા સાહેબે કહ્યું છેઃ "તર્કશુદ્ધ રીતે જોતાં તો મિ. ગાંધીએ 'અપમાનજનક બ્રિટિશ સંગીન' તત્કાળ ખેંચી લેવાની માગણી કરવી જોઈએ, જેથી હિંદના લોકો પૂરેપૂરી છૂટથી આત્મનિર્ણયની પોતાની ઢબ વિષે નિશ્ચય પર આવી શકે." ઝીણા સાહેબ કાં તો જાણતા નથી, અથવા તેમણે જાણવાની પરવા કરી નથી, કે ગાંધીજીએ આ વાત અગણિત વેળા કહી છે, એટલું જ નહીં પણ તેમણે એથી આગળ વધીને એમ પણ કહ્યું છે કે "હું ગમે ત્યારે બ્રિટિશ અમલ કરતાં મુસ્લીમ અમલને વધારે પસંદ કરું;" અને દેશમાં જાદવાસ્થળી થાય તોપણ "તે થોડાક દિવસ કે થોડા મહિના ચાલે, ને આપણે ઠંડા પડીને કામકાજ કરવા મંડી જઈએ;" અને "બ્રિટિશ અમલનો ખરેખરો અન્ત આવે કે તરત જ, ગમે તેટલી ઊલટી આગાહી થઈ હોય તોપણ, અગાઉ કદી નથી થયો તેટલો આપણો વિકાસ થવા પામે."

રાજાઓનો સવાલ તો જરાયે વિઘ્નકર્તા નીવડે એવું નથી. 'પૂર્ણ સ્વરાજ' અથવા 'આત્મનિર્ણય' શબ્દથી તેઓ ભડકતા હોય, તો તેઓ ભલે બ્રિટિશ હિંદથી અળગા રહે. આયર્લંડનું અલ્સ્ટર અને મુસ્લીમ હિંદ એની વચ્ચે કશી સરખામણી નથી, કેમકે મુસ્લીમ હિંદ જેવો કોઈ જુદો પ્રદેશ છે જ નહીં. પણ અલ્સ્ટર અને રાજાઓનું હિંદ એ બેની વચ્ચે કંઈક સરખામણી સંભવે છે ખરી; અને એવી સરખામણી હોય, તો હિંદી અલ્સ્ટર ભલે જુદું પડે અને બ્રિટિશ હિંદને આત્મનિર્ણયનો અધિકાર મળે.

આ બધા રસ્તા મહાસભાએ સૂચવ્યા છે. પણ બ્રિટને તેના તરફ દુર્લક્ષ કર્યું છે. એમ કહેવામાં આવે છે કે બ્રિટનને માથે આંતરરાષ્ટ્રીય સંબન્ધોને અંગે અગાઉ કદી નહોતો આવ્યો એવો મોટો ભીડનો પ્રસંગ આવી પડ્યો છે. પણ દુર્ભાગ્યે બ્રિટન સમજતું નથી કે હિંદને અંગે તેને માથે એથીયે મોટો ભીડનો પ્રસંગ આવી પડેલો

છે; કેમકે અહીં તો ત્રાજવામાં તેનો તોલ થઈ રહ્યો છે, ને તે અધૂરું માલુમ પડ્યું છે. તે ૧૯૦૭થી વચનો આપતું આવ્યું છે; પણ તે પાળવાનું ટાળવા માટે જે વિઘ્નોની વાત રજૂ કરવામાં આવે છે તે વિઘ્નો કાલ્પનિક છે એમ મેં બતાવી આપ્યું છે.

આ બાબતો વિષે મારે કલકત્તામાં મૌલાના સાથે વાત થઈ હતી. તે વેળા એમના મનમાં દુઃખ ભરેલું હતું કે આવી અણીની ઘડીએ પણ બ્રિટને પોતાનો શ્રેષ્ઠતાનો ને મુરબ્બીવટનો ભાવ છોડ્યો નથી. તે વેળાએ ગાંધીજી વાઇસરૉયને બે કે ત્રણ વાર મળી ચૂક્યા હતા. છેલ્લી મુલાકાત વખતે તો તેમણે એવી તીવ્ર ઇચ્છા પણ દર્શાવી હતી કે સમાધાન થાય ત્યાં સુધી વાઇસરૉયે ને તેમણે પોતે છૂટા જ ન પડવું. પણ બન્યું શું? ગાંધીજી વાઇસરૉય સાથે એક જ વાર વાત કર્યા પછી લગભગ તરત જ દિલ્હીથી ચાલી નીકળ્યા. આથી ઊલટું, ભૂતકાળમાં શું બનેલું? ૧૯૨૧માં જ્યારે ગાંધીજી લૉર્ડ રીડિંગને મળેલા ત્યારે—તે વેળા અસહકારની લડત ચાલતી હતી છતાં—તેમની વચ્ચે છ લાંબી મુલાકાતો થયેલી. ૧૯૩૧માં જ્યારે લૉર્ડ અરવીન અને ગાંધીજી મળ્યા ત્યારે એથીયે વધુ મુલાકાતો થયેલી, ને એમની વાતોનો કદી પાર જ આવવાનો નથી એમ લાગેલું. તેઓ દહાડે મળતા, રાતે મળતા, ને છેક પરોડ સુધી બેસતા; ને છેવટે તેમણે બે સજ્જન વચ્ચે થાય એવો કરાર ઘડી કાઢ્યો. એનું કારણ એ હતું કે સમાધાન કરવું જ એવી લૉર્ડ અરવીનને વિલાયતથી સૂચના મળેલી હતી. લૉર્ડ લીનલીથગો પાસે એવી સત્તા નહોતી એમ દેખાય છે. આયર્લંડના દાખલામાં શું બનેલું? અતિશય હિંસાથી ભરેલાં કામો થયેલાં. સામસામી ખુનામરકી ક્યારે અટકશે એની કોઈને ખબર નહોતી. એવી વેળાએ ઈંગ્લંડના વડા પ્રધાન મિ. લૉઇડ જ્યૉર્જે પેલા હિંસક બળવાખોરોને વાટાઘાટ માટે બોલાવ્યા; પોતે પોતાના સાથીઓ સહિત એ લોકો જોડે દહાડાના દહાડા સુધી બેઠા; ને માનભર્યું સમાધાન ઘડી કાઢ્યું. ઇજિપ્તમાં શું બનેલું?

વાટાઘાટો અનેકવાર પડી ભાંગેલી; તે પછી અતિશય હિંસક દેખાવો થયેલા; તે છતાં બ્રિટિશ સરકારે ઝઘલૂલ પાશાને કેટલી બધી વાર લંડન બોલાવેલા? ત્યારે હિંદમાં મુશ્કેલી શી આવે છે? બ્રિટનને વિષે એમ ન કહેવાઓ કે તે પશુબળ સિવાય બીજા કોઈ બળને ઓળખતું જ નથી.

મહાસભા અને ગાંધીજી તરફથી લડતને કડકપણે અહિંસાની મર્યાદામાં રાખવાનો એકે પ્રયત્ન કરવાનો બાકી રહેતો નથી. ગાંધીજી, સત્યાગ્રહ સેનાના સ્વયંનિર્મિત સેનાપતિ તરીકે, બનતા સુધી સવિનય ભંગ પણ ટાળવાનો પ્રયાસ કરી રહ્યા છે; અને સવિનય ભંગ કર્યો વિના છૂટકો ન રહે ત્યારે પણ, તે બ્રિટિશ સરકારને મૂંઝવણ ન નિપજાવે એટલા માટે તેને કડક નિયમમાં રાખવાના છે. પણ સંભવ છે કે મામલો એમના હાથમાં ન રહે, ને તેઓ ચડતા જુવાળને રોકી ન શકે. ત્યારે, એમણે કહ્યું છે તેમ, હિંદ અને બ્રિટનનો બેલી ભગવાન સિવાય કોઈ થવાનો નથી.

# તાજાકલમ

પાછલાં પ્રકરણો ગઈ ૧૮મી મેએ તૈયાર થયાં હતાં, અને ૨૦મીએ હવાઈ ટપાલથી લંડનની પ્રકાશક કંપની જ્યૉર્જ ઍલન અને અનવીનને મોકલેલાં. એ મહિના લગી મેં એમની પાસેથી પહોંચ મળવાની રાહ જોઈ, ને પછી તાર કરીને પૂછ્યું કે લખાણ એમને મળ્યું છે કે નહીં? તેમણે જવાબમાં તાર મોકલ્યો: "૨૦મી મેની હવાઈ ટપાલ ગૂમ થઈ લાગે છે." એટલે હવે, પ્રકાશકો આ પુસ્તક પ્રસિદ્ધ કરવા હજુ પણ તૈયાર હોય તો, લખાણની બીજી નકલ દરિયારસ્તે મોકલવા સિવાય બીજો રસ્તો નહોતો. પ્રકાશકોએ પુસ્તક પ્રગટ કરવાની ઇચ્છા દર્શાવી, એટલે હું દરિયારસ્તે આ લખાણ મોકલું છું, જોકે હું જાણું છું કે આ દિવસોમાં એ રસ્તે પણ જોખમ જરાયે ઓછું નથી. પહેલી નકલ મોકલ્યા પછી ત્રણ મહિને આ બીજી નકલ મોકલું છું; એટલે વચગાળાના બનાવો એક ટૂંકી 'તાજાકલમ'માં વર્ણવું એ સારું છે.

મહાસભા આ બધો વખત ધીરજથી રાહ જોતી બેઠી છે. સરકાર જ્યારે જીવનમરણનો સંગ્રામ ખેલી રહી છે એવે વખતે તેને મૂંઝવણમાં ન નાખવાની પોતાની આતુરતા નેતાઓએ બતાવી આપી છે. પણ એ આતુરતાનો અવળો અર્થ કરવામાં આવ્યો છે, એટલું જ નહીં પણ તેનો ગેરલાભ ઉઠાવવામાં આવ્યો છે. મહાસભા ગયા જૂનમાં એક કટોકટીના પ્રસંગમાંથી પસાર થઈ. દેશની અંદર તોફાનો થાય ત્યારે તેમજ દેશ પર બહારથી ચડાઈ આવે ત્યારે અહિંસાને વળગી રહેવું કે હિંસાનો આશ્રય લેવો એ કોયડો ગાંધીજીએ કાર્ય-વાહક સમિતિ આગળ રજૂ કર્યો. ગાંધીજીએ તેમને કહ્યું: "એક કાળ એવો આવે જ્યારે મહાસભાને દેશનો વહીવટ હાથમાં લેવાનું

કહેવાય. આપણે અત્યારે જ આપણી નીતિ સ્પષ્ટ શબ્દોમાં જાહેર કરવી જોઇએ, કેમકે અત્યારે દેશની અંદર તોફાનો ને અંધાધૂંધીનું જોખમ પૂરેપૂરું છે, ને બહારની ચડાઈનું જોખમ આવી પડવાનો સંભવ રહે છે. પૂર્ણ સ્વરાજ મેળવવા માટે અહિંસાને એકમાત્ર સાધન તરીકે આપણે સ્વીકારી છે. એમાંથી ફલિત થતો સિદ્ધાન્ત એ છે કે આપણે પૂર્ણ સ્વરાજને ટકાવી પણ એ જ સાધન વડે રાખીશું." કાર્યવાહક સમિતિ સામે ધર્મસંકટ આવી પડ્યું. આ સિદ્ધાન્ત કબૂલ રાખવાથી ભવિષ્યમાં અનેક પ્રસંગે મુશ્કેલી ઊભી થાય એમ એમને લાગ્યું; ને તેમણે ગાંધીજીના કહેવા પ્રમાણે જાહેરાત કરવાની પોતાની તૈયારી નથી એમ કહી દીધું. એમાં કાર્યવાહક સમિતિના બીજા સભ્યોની સાથે મૌલાના પણ સામેલ હતા. ગાંધીજીને એમના નિર્ણયથી આશ્ચર્ય અને દુઃખ બંને થયાં, કેમકે તેઓ તો અહિંસાના ગર્ભમાં રહેલી આ વાત દીવા જેવી જોતા હતા. પણ તેમણે સમિતિના સભ્યોને તેમની સચ્ચાઈને માટે અભિનંદન આપ્યાં; અને રાજાજીને તો ઉત્તેજન પણ આપ્યું કે તેઓ તેમની આ નવી વાતને આગળ વધારે. અને જો પૂર્ણ સ્વરાજ જાહેર થાય ને હિંદના મધ્યવર્તી તન્ત્રમાં જવાબદાર રાષ્ટ્રીય સરકારની સ્થાપનાની તૈયારી બતાવવામાં આવે, તો સમિતિએ સરકારને સક્રિય સહકાર—કેવળ નૈતિક નહીં પણ હિંસક સહકાર—આપવો જોઈએ, એમ તેમને સમજાવ્યું. ગાંધીજીએ સમિતિને આ સલાહ આપી ને સમિતિને એ ઠરાવ પસાર કરવામાં ઉત્તેજન પણ આપ્યું. છતાં તેમના હૃદયને ભારે દર્દ થતું હતું; ને તેમના મનમાં લગભગ એવી ઇચ્છા હતી કે સરકાર આ મદદનો અસ્વીકાર કરે તો સારું. કેમકે હિંદ જો લડાઈમાં હિંસક સહકાર આપે, તો જગતમાં રાજકીય ને આન્તરરાષ્ટ્રીય ક્ષેત્રમાં સદાને માટે અહિંસાનો તો કાંકરો જ નીકળી જવાનો, એવી એમને પૂરી ખાતરી હતી.

તે પછી ૮મી ઓગસ્ટે વાઈસરોયે એક જાહેરાત કરી. તેમાં

એમ જણાવ્યું કે યુદ્ધ પછી જલદી હિંદને વસાહતી દરજ્જો (ડુમીનિયન સ્ટેટસ) આપવાનો સરકારનો ઇરાદો છે; એની સાથે કેટલીક શરતો એવી જોડેલી હતી કે એ ઇરાદા પર પાણી ફરી વળ્યું. સાથેસાથે વાઇસરૉયની કારોબારી કાઉન્સીલમાં સભ્યોની સંખ્યા વધારવાનો ઇરાદો પણ એમણે જાહેર કર્યો. ગાંધીજીને આ જાહેરાત આફતરૂપ તો લાગી, પણ તેમણે અહિંસાની દૃષ્ટિએ એમાં ઇશ્વરની કૃપા જ જોઇ. આ જાહેરાત પછી મિ. ઍમેરીએ એક ભાષણ આપ્યું, તેને લીધે દુઃખનો પ્યાલો છલોછલ ભરાઇ ગયો. એમાં આપણા રાષ્ટ્રને જીવતું ચીરી તેને અનેક ખાનાંમાં વહેંચી નાખવાની વાત હતી. એ વાતે બ્રિટનની ભેદનીતિ પર કળશ ચડાવ્યો એમ કહી શકાય. મિ. ઍમેરીએ બ્રિટિશ સરકારને "આ વિષય સાથે સંબન્ધ ધરાવતો માત્ર એક પક્ષ" તો કહ્યો, છતાં આખી હિંદી પ્રજાની ઇચ્છાનો અનાદર કરવાની સત્તા પોતાને છે એવો દાવો રજૂ કર્યો. રાજસ્થાનોની અર્થાત્ હિંદી હિંદની પ્રજા શું ઇચ્છે છે એ જાણવાની પરવા કર્યા વિના તેમણે રાજાઓની વતી વાત કરી; મુસ્લીમ લીગ ખરેખર કેટલા મુસલમાનોની પ્રતિનિધિ છે એની ચોકસાઈ કર્યા વિના તેમણે મુસલમાનોને વિષે વાત કરી; હરિજનોની સ્થિતિનું પોતાનું સાવ અજ્ઞાન હોવા છતાં, અને તેમની સેવાનું જે કામ થઈ રહ્યું છે તેને જરાયે લેખામાં ન લેવા જેટલી નિષ્ઠુરતા દાખવીને, તેમણે હરિજનો વિષે વાત કરી. તેમણે બ્રિટિશ લોકશાસનની લડતને મદદ કરવા હિંદને વિનંતી કરી, પણ સાથેસાથે હિંદમાં લોકશાસનને કચડી નાખ્યું. મહાસભાનો અહિંસાને વળગી રહેવાનો નિર્ધાર હતો, ને બ્રિટનને ન મૂંઝવવાને તે અતિ આતુર હતી, તે સારી પેઠે જાણવા છતાં તેમણે મહાસભાને તેનાથી ચાહે તે કરી લેવાને પડકારી; અને કહ્યું કે વાઇસરોય તો "હજુ પણ આગળ વધશે, અને જેઓ તેમની સાથે તથા એકબીજાની સાથે કામ કરવા રાજી હશે તેમની સાથે કામ કરવા વાઇસરોય તૈયાર છે."

વાઈસરૉયે આપેલા મુલાકાતના નિમન્ત્રણનો મૌલાનાએ જે અસ્વીકાર કર્યો તેના પર અમલદારી મંડળોમાં ઘણી અકારણ ને અઘટિત ટીકા થઈ. એ અસ્વીકાર જણાવતાં મૌલાનાએ જે ભાષા વાપરેલી એના કરતાં વધારે વિવેકવાળી ભાષા વાપરવી અશક્ય હતી. એ અસ્વીકાર કરતા પહેલાં તેમણે ચોક્કસ જાણી લીધું હતું કે વાઈસરૉયના નિમન્ત્રણની જોડે કેટલીક શરતો જોડેલી હતી; અને તેમને લાગેલું કે વાઈસરૉયની ને તેમની વચ્ચે કશી જ વાતમાં મેળ ખાય એમ નહોતું. મૌલાના વાઇસરૉયને મળત તો એ આખી ચર્ચા "વાઈસરૉયની જાહેરાતના ચોકઠાની કડક મર્યાદામાં રહીને કરવાની હતી; અને એ જાહેરાત મહાસભાના કામને માટે તો સાવ અધૂરી હતી."

વાઈસરૉયની એ જાહેરાતના સંબન્ધમાં તો એમ કહેવું જોઈએ કે ના શ્રીનિવાસ શાસ્ત્રી જેવા લિબરલને પણ તેમના નિવેદનમાં આ શબ્દો વાપરવાની ફરજ પડેલી: "સરકાર ૧૯૩૫ના કાયદાની કલમો જ નહીં, પણ 'એ કાયદો જે નીતિ અને યોજના પર રચાયેલો છે તેની પણ, ફેરતપાસ' કરવાનું માથે લે છે; અને 'હિંદના રાષ્ટ્રીય જીવનમાં હસ્તી ધરાવતાં મોટાં ને બળવાન તત્ત્વો જેની સત્તાનો સીધી રીતે ઇનકાર કરતાં હોય એવી કોઈ પણ રાજ્ય-પદ્ધતિ' દેશમાં સ્થાપવાની સાફ ના પાડે છે. આ શબ્દો જક્કી-પણાને માટે પરવાનારૂપ છે એવો અર્થ એમાંથી નીકળવાનો સંભવ છે. જે લોકો વિઘ્નો નાખ્યાં કરે તે તેમને 'રુક જાઓ' કહેવાની અમર્યાદ સત્તા અપાવાની છે શું?" મિ. એમેરીના ભાષણ વિષે કલકત્તાના 'સ્ટેટ્સમેન' પત્રે લખેલું:

"મહાસભાએ કેટલાંક વરસ લગી મૉંટેગ્યુ–ચેમ્સફર્ડવાળા બંધારણ-નો બહિષ્કાર રેલો. એ બહિષ્કાર તેણે પાછો વચ્ચે વચ્ચે સજીવન કર્યો છે. છેલ્લા થોડા વખતથી તેણે પોતાના સભ્યોને વડી ધારાસભામાં હાજરી આપતા રોકયા છે. હવે તેણે યુદ્ધના એક પગલા તરીકે સહકાર આપવાની

તૈયારી બતાવી છે; અને જો વેસ્ટમિન્સ્ટરના હાથમાંથી હિંદના હાથમાં જવાબદારી સોંપવામાં આવે, તો ૧૯૧૯ના બંધારણમાં યોજેલી વડી ધારાસભામાંથી અમલદારી તત્ત્વ બાદ કરીને એ ધારાસભાનો સ્વીકાર કરવા પણ તૈયારી બતાવી છે; અને કહ્યું છે કે સરકાર ભલે કાયદાથી નહીં પણ હકીકતમાં એ ધારાસભાને જવાબદાર રહેવી જોઇએ. ભારતમન્ત્રી આ વાત સમજ્યા છે કે કેમ એ વિષે અમને શંકા છે. મહાસભાએ તો આ દરખાસ્ત કરવામાં ખરેખર નમતું આપ્યું છે. મહાસભાની દરખાસ્ત જો અમે બરાબર સમજ્યા હઇએ, તો એનો અર્થ એ છે કે વડી ધારાસભા માટે દેશભરમાં ચૂંટણી કર્યા વિના અત્યારની ધારાસભાનો જ ઉપયોગ કરવો. આમ કરવાથી મહાસભાને ભવિષ્યને માટે કંઇ લાભ મળી જાય છે, અથવા તો ભવિષ્યમાં ધારાસભાની અથવા આખા બંધારણના ચોકઠાની રચના કેવી હોય એ વિષે આજે એકમતી થાય તો જ આ યોજના અમલમાં આવી શકે, એમ કહેવું બરાબર નથી. યુદ્ધકાળમાં આવું પગલું ભરવામાં અમને કશું સાહસ કે જોખમ દેખાતું નથી. પણ એથી ઊલટું, આવા ઉકેલને તરછોડવામાં બીકણુ ને આફત વહોરી લેનારી મુત્સદ્દીગીરીની ગંધ આવશે; ને એ કંઈ આજના સમયને અનુકૂળ નથી.

અત્યારની ધારાસભાને આશ્રયે ચાલતી સંયુક્ત પક્ષોવાળી સરકાર એ હિંદને કદી પણ જોવા મળી શકે એવી વાજબી દરખાસ્ત છે. છવ્વીસેક અમલદારી સભ્યોનો જે સમૂહ વડી ધારાસભામાં છે તે અલોપ થઇ જાય, તો અત્યારે સરકારે નિયુક્ત કરેલા જે ચૌદેક બિનસરકારી સભ્યો છે તેમને નિવૃત્ત થવાનું કહી શકાય, ને તેમની જગા દેશી રાજ્યોમાંથી આવેલા પ્રતિનિધિઓને આપી શકાય. સરકારનિયુક્ત સભાસદોને હંમેશાં પોતાની મરજી મુજબ મત આપવાની છૂટ રહેલી છે, ને તેમણે ઘણીવાર અત્યારની નોકરશાહીવાળી સરકાર સામે મત આપ્યા પણ છે. આ રીતે યુદ્ધકાળમાં સમૂહતન્ત્રની એક નાનકડી આવૃત્તિ મળી રહે. જો સમાધાન પર આવવાની ઈચ્છા મોજૂદ હોય, તો બંધારણને અંગે તો એવી કોઇ મુસીબતો એવી નથી જેને દૂર ન કરી શકાય. અમે આશા રાખીએ છીએ કે બ્રિટિશ સરકાર આ દરખાસ્ત પર વધારે ગંભીરપણે વિચાર કરી જોશે. એ પ્રગતિનો વહેવારુ ને તાત્કાળિક રસ્તો છે, એમ અમને તો હંમેશાં લાગ્યું છે."

પણ સરકારે "આફત વહોરી લેનારી મુત્સદ્દીગીરી"ને રસ્તે ચાલવાનો નિશ્ચય કર્યો છે એમ સ્પષ્ટ દેખાય છે. લોકપ્રતિનિધિ

સભાએ ઘડેલું બંધારણ સ્વીકારવાની જે તત્પરતા મહાસભાએ બતાવી તેને સરકારે તરછોડી નાખી છે. મહાસભાની જે છેલ્લી દરખાસ્ત સ્વીકારવામાં બંધારણને અંગે કશી જ મુશ્કેલી નહોતી તેને પણ સરકારે ઠોકરે ઉડાવી છે. આમ કરવામાં સરકારે આફત વહોરી લીધી છે, એટલું જ નહીં પણ મિ. લાયોનલ કર્ટિસની ભાષા વાપરીને કહીએ તો "તેને ઈશ્વર તરફથી સોંપાયેલા કામને તે બેવફા નીવડી છે." સરકારનો પડકાર ઝીલી લીધા વિના મહાસભાને તો બીજો રસ્તો જ નહોતો. લગભગ વરસ સુધી મહાસભા વાટ જોતી બેસી રહી. તે દરમ્યાન કશા જ વિવેકવિચાર વિના મહાસભાવાદીઓની ધરપકડો ચાલી રહી હતી; 'વૉર લોન' અને 'વૉર ફંડ' માટે પૈસા પડાવવા સારુ જોરજુલમના ઇલાજો વપરાતા હતા; અને બ્રિટિશ સરકારની સાથે હિંદ પણ યુદ્ધમાં પૂરો ભાગ લઈ રહ્યું છે એમ જગતને છેતરપિંડીથી મનાવવાના પ્રયાસો ચાલી રહ્યા હતા. ૧૯૪૦ના ઑગસ્ટની ૧૮મીએ વર્ધામાં મળેલી બેઠકમાં કાર્યવાહક સમિતિએ નિશ્ચય કર્યો કે સરકારને ન મૂંઝવવાની તેની આતુરતાનો અસહ્ય હદ સુધી ગેરલાભ લેવામાં આવે એ તો ન જ સાંખી શકાય; એટલે તેણે છેવટનો રસ્તો નક્કી કરવા સારુ ૧૫મી સપ્ટેંબરે મુંબઈમાં મહાસમિતિની બેઠક બોલાવવાનો ઠરાવ કર્યો. દરમ્યાન, જેમને ગાંધીજી સાથે અહિંસાના અર્થો ને તેની મર્યાદા વિષે મતભેદ હતો તેઓ વર્ધાની બેઠક પછી તેમની જોડે ચર્ચા કરવા કેટલાક દિવસ સુધી બેઠા; ને તેમની સાથે સમાધાન પર આવ્યા. તેને પરિણામે ગાંધીજી ફરી મહાસભાનું નેતૃત્વ લઈ શક્યા છે. તાત્કાળિક ભવિષ્ય તો અંધારુંઘોર દેખાય છે. પણ જે માણસ પોતાની ફરજ બજાવે છે તે એને માટે આપવાની કિંમતનો વિચાર કરતો નથી. તે માને છે કે આપણું કામ તો કર્તવ્ય કરી છૂટવાનું છે; તેનું ફળ આપવાનું ભગવાનના હાથમાં છે.

આપણે જાણીએ છીએ કે એ રસ્તે જોખમ ઘણાં ભારે છે.

મહાસભાની માગણીને—અથવા કહો કે 'ઑફર'ને—'સ્ટેટ્સમૅન' પત્રે વાજબી કહી, ને એ દરખાસ્ત કરવામાં મહાસભાએ નમતું આપ્યું છે એમ પણ કહ્યું. પણ બીજી તરફ આસામના ગવર્નરે થોડા દિવસ પર આપેલા એક ભાષણમાં કહ્યું કે "જેમ મુસોલીનીએ ૧૯૨૮માં બધા ઇટાલિયનો પર અથવા હિટલરે ૧૯૩૩માં બધા જર્મનો પર આધિપત્ય મેળવ્યું તેવું જ પાકું આધિપત્ય બધા હિંદીઓ પર મેળવવાનો આ એક પ્રયત્ન છે." એ બતાવે છે કે સામા પક્ષની વાત અવળા રૂપમાં રજૂ કરવામાં માણસો કેટલી હદ સુધી જઈ શકે છે; ને એ એમ પણ બતાવે છે કે દમનનીતિ કેટલી હદ સુધી જવાની છે. પણ ગમે તેવડાં મોટાં જોખમોથી અટક્યા વિના મહાસભાએ પોતાના ધારેલા મુકામ તરફ કૂચ કરવી રહી છે; કેમકે એને ઈશ્વરે જે કામ સોંપેલું છે તેની સિદ્ધિ માટે તેણે એકનિષ્ઠાથી પ્રયત્ન કરવો રહ્યો છે. એ કામ એ છે કે અહિંસા દ્વારા પૂર્ણ સ્વરાજ પ્રાપ્ત કરવું, અને એ રીતે જગતને નિરંતર ફેલાયે જતા દાવાનળમાંથી બચાવી લેવું. હવેની લડત કદાચ આકરી, ભીષણ ને લાંબો નીવડે; અને તેમાં હિંદને અગાઉ કદી આપવાં પડેલાં તેના કરતાં વધારે બલિદાન આપવાં પડે. છતાં, ચેકોસ્લોવેકિયાના પ્રથમ પ્રમુખ મેસેરીકે કહેલું તેમ, "ઈશ્વરી શક્તિ આપણા પર ને જગત પર ચોકી કરે છે એવી આસ્થા આપણને હોય એટલા માટે આપણે દૈવ પર આધાર રાખી નિષ્ક્રિય બેસી ન રહેવું જોઈએ, પણ ઊલટા આશાવાદી બની એકાગ્રપણે પ્રયત્ન કરવો જોઈએ, અડગ નિશ્ચયપૂર્વક કામ કરવું જોઈએ, ને કોઈ કલ્પનાની સિદ્ધિ માટે પુરુષાર્થ કરવામાં મંડ્યા રહેવું જોઈએ." હિંસાને માનનારાઓને ઈશ્વરે સોંપેલા કામ વિષે બેપરવા બનવું પોસાય; અહિંસાના ઉપાસકને ન પોસાય.

સેવાગ્રામ, વર્ધા
સપ્ટેંબર ૬, ૧૯૪૦

મહાદેવ હરિભાઈ દેસાઈ

હવે પછી

## ભારતનો વારસો

લેખક: રાધાકૃષ્ણન અનુ૦: ચંદ્રશંકર શુક્લ

અનેક વિશ્વવિદ્યાલયો ને ઈતર શિક્ષણ-સંસ્થાઓ આગળ આપેલાં વ્યાખ્યાનો રૂ. ત્રણ

## ભારતની એકતા

લેખક: જવાહરલાલ નેહરુ

અનુ૦: ચંદ્રશંકર શુક્લ

જુદે જુદે પ્રસંગે લખાયેલા, ને અનેક રસથી ભરપૂર, રાજકારણ, સાહિત્ય, ભાષા, પ્રવાસ-વર્ણન વગેરેને લગતા, લેખો.

## રચનાત્મક રાજકારણ

લેખક: આચાર્ય કૃપાલાની

અનુ૦: ચંદ્રશંકર શુક્લ

ગાંધીવાદી રાજકારણની સૂક્ષ્મ ને તલસ્પર્શી આલોચના.

## ગાંધીજીની જીવનદૃષ્ટિ

લેખક: દીનબંધુ ઍન્ડ્રુઝ

અનુ૦: ચંદ્રશંકર શુક્લ

ગાંધીજીના વિચારોની સાદી, સરળ સમીક્ષા.

## પ્રભુનું ધન

લેખક: મેરી કોરેલી. અનુ૦: ચંદ્રશંકર શુક્લ

પૃથ્વી પર સ્વર્ગનું દર્શન કરાવતી, એક જીવનસ્પર્શી નવલકથા.

## વાંચવા જેવાં કેટલાંક પ્રકાશનો

**ગાંધીજીના સમાગમમાં:** સંપાદક: ચંદ્રશંકર શુક્લ.
સરદાર વલ્લભભાઈ પટેલના આશીર્વચન સાથે. કિં. રૂા. અઢી

**ગાંધીજી સાથે અઠવાડિયું:** લેખક: લુઈ ફીશર. અનુવાદક: ચંદ્રશંકર શુક્લ
શ્રી. કાર્લ હીથની પ્રસ્તાવના સાથે. કિં. રૂા. બે

**ગાંધીજીની યુરોપયાત્રા:** લે. કુ. મ્યુરીએલ લેસ્ટર અનુ.: ચંદ્રશંકર શુક્લ.
શ્રી. પ્યારેલાલની પ્રસ્તાવના સાથે. કિં. રૂા. બે

**ગાંધીજીના જીવનપ્રસંગ:** મીલી ગ્રેહામ પોલાક. અનુ૦: ચંદ્રશંકર શુક્લ.
દીનબંધુ ઍન્ડ્રુઝની પ્રસ્તાવના સાથે. બીજી આવૃત્તિ. કિં. રૂા. સવાબે

**પુણ્યશ્લોક ગાંધીજી:** સંગ્રાહક અને અનુવાદક: ચંદ્રશંકર શુક્લ.
શ્રી. ગણેશ વાસુદેવ માવળંકરની પ્રસ્તાવના સાથે. કિં. રૂા. સવાચાર

**ગાંધીજીને જગવંદના:** રાધાકૃષ્ણન: અનુ૦: ચંદ્રશંકર શુક્લ.
સ્વામી આનંદની પ્રસ્તાવના સાથે. બીજી આવૃત્તિ. કિં. રૂા. ત્રણ

**ગાંધીવાદી આર્થિક યોજના:** લે. આચાર્ય અગ્રવાલ. અનુ૦: ચંદ્રશંકર શુક્લ.
ગાંધીજીની પ્રસ્તાવના તથા અનુવાદકના ઉપોદ્ઘાત સાથે. કિં. રૂા. સવા

**હિંદુ ધર્મ:** લે. રાધાકૃષ્ણન. અનુ૦: ચંદ્રશંકર શુક્લ. કિં. રૂા. સવાચાર

**વેદની વિચારધારા:** લે. રાધાકૃષ્ણન. અનુ૦: ચંદ્રશંકર શુક્લ. કિં. રૂા. સવાબે

**યુવાનોની સંસ્કારસાધના:** રાધાકૃષ્ણન. અનુ૦: ચંદ્રશંકર શુક્લ. કિં. રૂા. દોઢ

**બે નવલકથા:** લીઓ ટૉલસ્ટૉય. અનુ૦: ચંદ્રશંકર શુક્લ. કિં. રૂા. અઢી

**કોની બહેન? અને બીજી વાતો:** લીઓ ટૉલસ્ટૉય.
અનુવાદક: ચંદ્રશંકર શુક્લ. કિં. રૂા. સવાબે

**મૂગો સેવક:** લે. ચંદ્રશંકર શુક્લ. ગાંધીજીને પ્રિય એવી અંગ્રેજી નવલકથા
'સર ગીબી'ને આધારે. કિં. રૂા. દોઢ

**ભારતનો વારસો:** લે. રાધાકૃષ્ણન. અનુ૦: ચંદ્રશંકર શુક્લ.
કિં. રૂા. અઢી

**ભારતની એકતા:** જવાહરલાલ નેહરુ, અનુ૦: ચંદ્રશંકર શુક્લ.

**પ્રભુનું ધન:** લે. ચંદ્રશંકર શુક્લ. મેરી કૉરેલીની એક કથાને આધારે.


: પ્રકાશક :

**વોરા ઍન્ડ કંપની, પબ્લિશર્સ, લિમિટેડ**
૩, રાઉન્ડ બિલ્ડિંગ, કાલબાદેવી રોડ, મુંબઈ ૨.